# திருக்குறள்

குசராத்தி மொழிபெயர்ப்பு

1971

# કુરળ

( તમિળ વેદ )

# સંત તિરુવલ્લુવર

ભાવાનુવાદ:

કાન્તિલાલ કાલાણી



મેસર્સ બાલગોવિંદ બુકસેલર્સ
ગાંધી રોડ,
પાનકોરનાકા, ઘાંચીની વાડી,
અમદાવાદ અમદાવાદ

*

3




RAJ BHAVAN.
AHMEDABAD.
December 9, 1971

FOREWORD

KURAL is rightly called the Tamil Veda; it is a poetic composition of great antiquity on the art of living. The author, Tiru Valluvar, examines the intricacies of human nature with deep insight, consummate skill and robust commonsense. There is also a freshness of outlook which makes Kural a precious book for all times.

Kural lays great stress on the

concept of Dharma:

"There is no greater wealth one can acquire than Dharma and no misfortune greater than the forgetting of it." It adds: "Keep the mind free from evil thoughts. This is the whole of Dharma. The rest is only of the nature of sound and show." It is also stated that "joy that comes from right conduct is true happiness." "Other pleasures are really sources of pain and causes of shame... The right conduct is therefore not only right but wise."

I am glad to know that the University Book Production Board of Gujarat State is publishing the Gujarati version of Kural on the occasion of the Madras session of the Gujarati Sahitya Parishad. I am confident that this publication would be appreciated by the people of both

Gujarat as well as Tamil Nadu. From the point of view

of national integration as well the publication of Kural's

translation in Gujarati would be of immense value.

Shriman Narayan
(Shriman Narayan)

# આમુખ

'કુરળ' એ સાચી રીતે જ તામીલ વેદ તરીકે ઓળખાય

કળા પરની એ અતિપ્રાચીન કાવ્યરચના

છે; જીવન જીવવાની અન્તર્દષ્ટિ, પ્રૌઢ કૌશલ અને ખડતલ

છે. તેના રચયિતા તિરુવલ્લુવર દીર્ઘ

સામાન્ય બુદ્ધિ સાથે માનવસ્વભાવની

જટિલતા તપાસે છે. દર્શનની એની અભિનવતા 'કુરળ'ને

સર્વકાલીન મૂલ્યથી અન્વિત રચના બનાવે છે.

ધર્મના ખ્યાલ પર 'કુરળ' ખૂબ ભાર

યોગ્ય કોઈ સમૃદ્ધિ નથી અને તેના વિસ્મરણ

મૂકે છે : " ધર્મ કરતાં મહત્તર પ્રાપ્તિ-
કરતાં મહત્તર કોઈ દુર્ભાગ્ય નથી."
તે વળી કહે છે કે : " દુષ્ટ વિચારોથી મનને મુક્ત રાખો. આ
જ છે સમગ્ર ધર્મ. બાકી બધું તો માત્ર ઘોંઘાટ અને દેખાવ
છે." એમ પણ કહ્યું છે કે : " સદાચારથી મળતા આનન્દમાં જ
સાચું સુખ છે. અન્ય આનન્દો એ ખરેખર તો વ્યથા-
મૂલક અને લજ્જાસ્પદ છે. આથી સદાચાર એ માત્ર સારો
આચાર નથી, એ શાણપણ પણ છે."

ગુજરાતી સાહિત્ય પરિષદના મદ્રાસના
યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બૉર્ડ 'કુરળ'નું

અધિવેશન પ્રસંગે ગુજરાત રાજ્ય
ગુજરાતી ભાષાન્તર પ્રકાશિત કરે છે તે
જાણી મને આનન્દ થાય છે. ગુજરાત અને તામીલનાડુ બંને
રાજ્યોના લોકો આ
પ્રકાશનને આવકારશે તેની મને ખાતરી છે. રાષ્ટ્રીય
'કુરળ'નો ગુજરાતી અનુવાદ બહુમૂલ્ય બનશે.

એકતાની દૃષ્ટિએ પણ

રાજભવન, અમદાવાદ
તા. ૯–૧૨–'૭૧

— શ્રીમન્નારાયણ

# પ્રકાશકનું નિવેદન

યુનિવર્સિટીઓની વિવિધ વિદ્યાશાખાઓમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓના
ઉપયોગ અર્થે કેન્દ્રીય શિક્ષા મંત્રાલયની
ગ્રંથનિર્માણનું કામ ઝડપથી હાથ ધરવા

નાણાંકીય સહાયથી ગુજરાતી ભાષામાં
ગુજરાત રાજ્ય સરકારે યુનિવર્સિટી ગ્રંથ-
નિર્માણ બોર્ડની રચના કરી છે. બોર્ડે સંસ્કૃત સાહિત્ય અને ભારતીય સંસ્કૃતિના અભ્યાસ અર્થે વૈદિક સાહિત્યના ગ્રંથનું કામ હાથ ધર્યું ત્યારે સૂચન આવ્યું કે
પાંચમા વેદ તરીકે જેનું અભિવાદન પૂ. મહાત્માજી અને પૂ. વિનોબાજીએ કર્યું

છે તે સંત તિરુવલ્લુવરના તમિળ ગ્રંથ 'કુરળ'નું ગુજરાતી સંસ્કરણ પ્રસિદ્ધ
કરવું ઘટે. વેદ સાહિત્યના આ આવશ્યક ઉમેરાને, રાષ્ટ્રીય એકતાની તેમ જ
આંતરભારતીય સમન્વયની ભાવનાની દૃષ્ટિએ, પ્રકાશિત કરવાનું સવાલ એ રહ્યો કે ગુજરાતી હસ્તપ્રત કોણ તૈયાર કરી આપે ?

વાજબી લાગ્યું.

મિત્રમંડળમાં એની વાત કરતાં સદ્‌ભાગ્ય એ રહ્યું કે મુંબઈની 'યુસિસ'માં સેવા આપતા શ્રી.
કાન્તિભાઈ કાલાણીએ સ્વાન્તઃ સુખાય 'કુરળ'નું ભાષાંતર તૈયાર કરેલું તે જાણવા મળ્યું. એમણે ઉદારતા અને સૌજન્યસહ બૉર્ડને પ્રકાશન અર્થે એ આપવાનું સ્વીકાર્યું, એટલું જ નહીં પણ હસ્તપ્રત તૈયાર કરવાના નૉમિનલ ખર્ચને બાદ કરતાં કોઈ પુરસ્કાર સ્વીકાર્યો નહીં. એમની આવી ઉદાત્ત ભાવનાનું પુષ્પ એ 'કુરળ'નું પ્રકાશન છે.

શ્રી. કાન્તિભાઈની ભાવનાનો પડઘો મનમાં એવો ઊઠયો કે મદ્રાસમાં ગુજરાતી સાહિત્ય પરિષદનું અધિવેશન ભરાય છે અને રાજ્યના પંતપ્રધાન અને 'કુરળ'પ્રેમી શ્રી. કરુણાનિધિજી પરિષદનું મંગળાચરણ કરે ત્યારે જ આનું અવિધિસરનું પ્રકાશન

થાય તો સોનામાં સુગંધ મળે. સાહિત્ય પરિષદના વરાયેલા પ્રમુખ શ્રી. ઝીણાભાઈ દેસાઈએ પ્રસ્તાવને સહર્ષ વધાવી લીધો, અને એમ ગુજરાતી સાહિત્ય પરિષદના મદ્રાસ અધિવેશનના સમયે આ ગ્રંથ પ્રકાશિત થાય તેવું ગોઠવેલું. સંજોગોવશાત્ એ બની ન શક્યું, છતાં એ ભાવનું ગૌરવ બૉર્ડને મન ઘણું મૂલ્યવાન રહ્યું છે.

આ ગૌરવમાં ઉમેરો એ વાતે થાય છે કે રાષ્ટ્રીયત્વના ને રાષ્ટ્રીય એકતાના પુરસ્કર્તા ગુજરાત રાજ્યના ગવર્નર શ્રી શ્રીમન્ નારાયણજીએ એને ઉષ્માભર્યો આવકાર લખી આપ્યો છે.

આ ગૌરવના અધિકારી બનવામાં લેખકે, રાજ્યપાલશ્રીએ, શાહ બ્રધર્સ પ્રિન્ટિંગ પ્રેસના વ્યવસ્થાપકોએ, તથા અન્ય શુભચિંતકોએ જે અનુકૂળતા કરી આપી છે તે બદલ એ સૌનો આભાર માનું છું. આશા રાખું છું કે આ ગ્રંથ વિદ્યાવતુંળોમાં તેમ જ ધર્મસદાચારપ્રેમીઓમાં આવકાર પામશે.

યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બૉર્ડ,
**ઈશ્વરભાઈ પટેલ** ગુજરાત રાજ્ય, અમદાવાદ ૬
અધ્યક્ષ

# નિવેદન

પ્રાચીનકાળમાં થઈ ગયેલા ભારતના ઋષિ-મુનિઓનાં જીવન અને સમય વિશે જેમ વિશેષ આધારભૂત પ્રમાણો મળતાં નથી, તેવું જ તિરુવલ્લુવર વિશે કહી શકાય.

પરંપરા કહે છે કે દક્ષિણ ભારતના સંત કવિ તિરુવલ્લુવરનો જન્મ લગભગ બે હજાર વર્ષ પહેલાં હાલના મદ્રાસના પરા મૈલાપૂરમાં થયો હતો. એક માન્યતા એવી પણ છે કે તેમનો જન્મ મદુરા ખાતે થયેલો. મદુરા તે વખતે પાંડ્યોની રાજધાની હતી.

તિરુવલ્લુવર નામ ઇતિહાસને અજાણ્યું છે. એ શબ્દનો અર્થ 'વલ્લુવા જ્ઞાતિનો ભક્ત' એવો થાય છે. વલ્લુવાઓ અન્ત્યજ જાતિના ગણાતા. તેમનું કામ રાજાની આજ્ઞાઓ અને હુકમો જાહેર કરવાનું. તેઓ હાથી પર બેસી ઢોલ વગાડી રાજાની આજ્ઞાઓ કે હુકમોની જાહેરાત કરતા.

તિરુવલ્લુવરના પિતા ભગવાન બ્રાહ્મણ હતા અને એમની માતા આદિ અન્ત્યજ જાતિની હતી. આદિનો ઉછેર એક બ્રાહ્મણને ત્યાં થયેલો અને તે બ્રાહ્મણે

આદિનાં
લગ્ન ભગવાન સાથે કરાવેલાં. ભગવાન–આદિને તિરુવલ્લુવર
સંતાનો હતાં અને બધાં કવિતા રચતાં એમ મનાય છે.

ઉપરાંત બીજાં છ

તિરુવલ્લુવર મૈલાપૂરમાં વણકરનું
કામ કરતા એવી માન્યતા છે. બધા વ્યવસાયમાં આ
વ્યવસાય તેમને સૌથી વધુ નિર્દોષ લાગેલો. એમનું
ગૃહસ્થજીવન
આદર્શ ગણાતું. એમનાં પત્ની વાસુકિ
પછી તિરુવલ્લુવરે સંન્યાસ લીધેલો.

ભારે ગુણવાન હતાં અને તેમના અવસાન

તમિળ પ્રજા તિરુવલ્લુવરના ગૃહસ્થજીવન વિશે આજે પણ હોંશે હોંશે વાત કરે છે. એવી કિંવદંતી છે કે તિરુવલ્લુવરે એક વખત ભાવિ પત્નીની કસોટી કરવા લોઢાના ખીલાનાં ટોપકાં અને લોખંડના બીજા ટુકડા પોતાને માટે રાંધવા કહેલું. ભાવિ પતિની આજ્ઞા પ્રમાણે વાસુકિએ લોખંડના ટુકડા રાંધેલા. આ ઘટના સાચી છે કે નહીં તે જાણવા પાછળથી એક સાધુ એમને ત્યાં જઈ ચડયા. એમણે તિરુવલ્લુવરને પ્રશ્ન કર્યો કે લગ્ન કરવા બાબત તમે શી સલાહ આપો છો ? તિરુવલ્લુવરે પ્રશ્નનો જવાબ આપવાને બદલે સાધુને પોતાની પાસે થોડા દિવસ રોકાઈ જવા કહ્યું. એક દિવસ એવું બન્યું કે તિરુવલ્લુવર અને સાધુ સવારમાં ઠંડો ભાત લઈ

નાસ્તો કરતા હતા અને વાસુકિ આંગણામાંના કૂવામાંથી પાણી ભરતી હતી. તિરુવલ્લુવરે વાસુકિને બૂમ પાડી કહ્યું કે ભાત એટલો બધો ગરમ છે કે ખાઈ શકાતો નથી. પાણીનો ઘડો કૂવામાં લટકતો રાખી વાસુકિ દોડયાં અને પાંદડા પર પડેલા ભાતને ઠંડો કરવા પંખો નાખવા લાગ્યાં. આશ્ચર્ય એ થયું કે પંખો હાલવાની સાથે ભાતમાંથી વરાળ નીકળવા માંડી.

સાધુની હાજરીમાં એક બીજી પણ ઘટના બની હોવાનું કહેવાય છે. એક દિવસ તિરુવલ્લુવર સૂર્યના પૂરા પ્રકાશમાં સાળ પર કામ કરતા હતા ત્યારે હાથમાંથી ફરકડી પડી ગઈ. એટલે તેમણે પત્નીને બૂમ પાડી જલદી દીવો લાવવા કહ્યું. છતાં પ્રકાશમાં આ માગણી કેવી બેહૂદી છે તેનો વિચાર કર્યા વિના વાસુકિ તત્કાલ દીવો સળગાવીને લાવ્યાં. સાધુને જે જવાબ જોઈતો હતો તે મળી ગયો.

સંત તિરુવલ્લુવરે 'કુરળ' નામે ઓળખાતો ગ્રંથ તમિળ ભાષામાં લખ્યો છે. 'કુરળ' એ છંદનું નામ છે. 'કુરળ'નો ઉચ્ચાર તમિળમાં 'કુરળ્'ની નજીકનો થાય છે. ગુજરાતી ભાષામાં આવો ઉચ્ચાર શક્ય ન હોવાને કારણે અનુવાદમાં 'કુરળ' એવો ઉચ્ચાર રાખ્યો છે. ગ્રંથકર્તાએ ગ્રંથને બીજું નામ ન આપ્યું

હોઈ એ ગ્રંથ સૈકાઓથી 'કુરળ' તરીકે જાણીતો થયો છે. 'કુરળ' ગ્રંથ સૌપ્રથમ પાંડયવંશના ઉગ્રપેરુવલુદીના રાજ્યકાળ દરમ્યાન પ્રગટ થયો હતો. 'તમિળ સ્ટડીઝ' પુસ્તકના વિદ્વાન લેખક શ્રીનિવાસ આયંગર ઉગ્રપેરુવલુદી રાજાનો આરોહણકાળ ઈ. સ. ૧૨૫ની આસપાસ ગણે છે. તમિળના બે ખ્યાતનામ કાવ્યગ્રંથો 'શિલપ્પાધિકારમ્' અને 'મણિમેખલાઈ'માં 'કુરળ'ની પંચાવનમી ઋચા અવતરણ તરીકે લેવામાં આવી છે. આ બંને કાવ્યગ્રંથો પ્રથમ અથવા બીજી સદીમાં લખાયાનું પુરવાર થયું છે. એમ કહેવાય છે કે તિરુવલ્લુવરનો ઇલેલા શિંગન નામે તવંગર મિત્ર હતો. ચૌલ રાજવીનો એ છઠ્ઠો વારસદાર હતો. સિલોનના 'મહાવંશ' પ્રમાણે કલિયુગના ૨૯૬૦ના વર્ષમાં તેણે સિલોન પર ચઢાઈ કરી વિજય મેળવેલો. આ પ્રસંગને લક્ષમાં રાખીએ તો તિરુવલ્લુવર ઈશુની પ્રથમ સદીમાં થયા હશે એમ અનુમાન કરી શકાય.

'કુરળ'માં કોઈ ઐતિહાસિક ઘટનાનો કે સમયનો ઉલ્લેખ આવતો નથી. તિરુવલ્લુવર વિશે ઇતિહાસ પણ મૌન સેવે છે. એટલે પુરાણા ગ્રંથોને લક્ષમાં રાખી વિદ્વાનો 'કુરળ'ના કર્તાને ઈશુની પ્રથમ સદીની આસપાસ મૂકે છે તે વાજબી છે.

'કુરળ' ગ્રંથમાં ત્રણ ખંડો છે. પ્રથમ ખંડમાં ગૃહસ્થી અને સંન્યાસીના આચારની વાત છે. આદર્શ પતિ, સારા પિતા, સરસ પાડોશી અને સજ્જન મનુષ્યના ધર્મ વિશે શરૂઆતનાં ૧૯ પ્રકરણોમાં આલેખન થયું છે. પછીનાં તેર

૮

પ્રકરણોમાં વૈરાગીના જીવન વિશે અને તેણે ક્યા સદ્‌ગુણોનું પાલન કરવું જોઈએ

તે દર્શાવ્યું છે. પ્રથમ ખંડનાં શરૂઆતનાં ચાર પ્રકરણો સમગ્ર ગ્રંથની પ્રસ્તાવના

રૂપે છે. માનવચિત્તમાં સ્પંદિત થયેલા ઉત્તમ કોટિના વિચારોને આ ખંડમાં સ્થાન મળ્યું છે.

બીજો ખંડ સંપત્તિને લગતો છે. તેમાં રાજકારણને પ્રાધાન્ય મળ્યું છે.

પ્રથમ ખંડ કરતાં બમણો અને ત્રીજા ખંડ કરતાં ત્રણ ગણો આ ખંડ જીવનની

યોજનામાં સંપત્તિનું મહત્ત્વ ઓછું નથી એ બતાવે છે. સંપત્તિનો સંચય અને

ભોગવટો કરવો હોય તો સુવ્યવસ્થિત રાજતંત્ર જોઈએ. તિરુવલ્લુવરે આ ખંડમાં

રાજવીઓને સંબોધીને જે બાબતો કહી છે તે સંપત્તિની પાછળ ઘેલા થનાર

મનુષ્યને માટે પણ સાચી છે.

પ્રથમ ખંડમાં તિરુવલ્લુવર ઊંચી કક્ષાના કવિ–ઉપદેશક તરીકે જોવા મળે છે,
તો બીજા ખંડમાં વિચક્ષણ રાજપુરુષ અને વ્યવહારકુશળ વ્યક્તિ તરીકે કેટલી
ઊંચાઈઓ સર કરે છે તેનો ખ્યાલ આવે છે. રાજપુરુષની કામગીરી એમના
ધ્યાન બહાર નથી. રાજકારણના ખંડને તેમણે સ્વ–દર્શનથી અજવાળ્યો છે.

ત્રીજા ખંડમાં એક પ્રેમી યુગલ પ્રથમ વાર એકબીજાને મળે છે, વિખૂટું
પડે છે અને ફરી મળે છે, ત્યારે પરસ્પર કેવી લાગણી અનુભવતું હોય છે તેને
વાચા મળી છે. પ્રેમીની મનઃસ્થિતિ સંયોગ–વિયોગમાં સેંકડો રૂપો ધારણ કરતી
હોય છે, તેમાંથી કેટલાક મનોભાવો કવિએ અહીં આલેખ્યા છે.

પ્રત્યેક વ્યક્તિ પાસે સારી કે ખરાબ, સાચી કે ખોટી, વારસામાં મેળવેલી કે

સમાજ પાસેથી કેળવેલી, રુચિ હોય છે. પણ 'કુરળ' રુચિમાંથી ઋચા તરફ જવા વ્યક્તિને પ્રેરે છે. તે સંસાર અને ક્યારેક સંસારની પારનું વ્યાકરણ પામી જાણે કે વ્યક્તિ માટેની આચારસંહિતા ઘડી આપે છે.

'કુરળ'માં તિરુવલ્લુવરે ધર્મ, અર્થ અને કામની ચર્ચા કરી છે. હિન્દુ શાસ્ત્રકારોએ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચાર પુરુષાર્થ ગણાવ્યા છે. તિરુવલ્લુવરે મોક્ષ અંગે કંઈ જ કહ્યું નથી. મને અહીં ખલિલ જિબ્રાનનું 'વિદાય વેળાએ' યાદ આવે છે. એમાં તેમણે પ્રેમ, લગ્ન, બાળકો, દાન, ખાનપાન, શ્રમ, હર્ષશોક, ઘર, કપડાં, વેપાર, શિક્ષણ, કાયદો, સ્વાતંત્ર્ય, સૌંદર્ય ઇત્યાદિની ચર્ચા કરી છે. પુસ્તકના લગભગ અંતભાગમાં એક વૃદ્ધ સાધુ જિબ્રાનને 'ધર્મ' વિશે પ્રશ્ન પૂછે છે, ત્યારે તેઓ જવાબ આપે છે : "આજે હું કોઈ બીજા વિષય પર બોલ્યો છું ખરો ?" ઉપર્યુક્ત બધા વિષયો ધર્મનો ભાગ ન ગણાય ?

## ૯

તેવી જ રીતે ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થનું ઉત્તમ રીતે પાલન કર્યું હોય તેને માટે મોક્ષની ચર્ચા અનિવાર્ય ખરી ?

'કુરળ' ગ્રંથ લગભગ અઢારસો વર્ષ સુધી તમિળમાં જ વંચાતો રહ્યો. બસો વર્ષ પહેલાં 'સોસાયટી ઑવ જિસસ' સંસ્થાના ખ્યાત મિશનરી કૉન્સ્ટેન- શિયસ બેસ્ચીએ 'કુરળ'ના પ્રથમ બે ખંડોનો લેટિનમાં અનુવાદ કર્યો. આ અનુ- વાદ છપાયો નહોતો. પણ રેવ૦ જી. યુ. પોપે 'કુરળ'નો અનુવાદ કર્યો ત્યારે પોતાની આવૃત્તિમાં બેસ્ચીસની

હસ્તપ્રતને પરિશિષ્ટરૂપે છાપેલી. ડૉ. ગ્રેયુલે ' કુરળ 'નો જર્મન અને લેટિનમાં અનુવાદ કર્યો ત્યારે એસ્ચીસની હસ્તપ્રતને લક્ષમાં રાખી હતી. ઈ. સ. ૧૮૨૦ થી ૧૮૮૬ની વચ્ચે એફ. ડબલ્યુ. એલિસ, ડબલ્યુ. એચ. ડ્રયુ, ઈ. જે. રોબિન્સન, જે. લેઝારસ અને રેવ૦ જી. યુ. પોપે ' કુરળ 'ના સમગ્ર અથવા અમુક ભાગોનો અનુવાદ કર્યો હતો. એમ. એરિયલ અને એમ. ડી. દૂમસ્તે કેટલીક ઋચાઓનો ફ્રેન્ચમાં અનુવાદ કર્યો હતો. ડ્રયુ અને રામાનુજ કવિરયરે ૬૩ પ્રકરણોનો અનુવાદ કર્યો છે તે પ્રમાણભૂત ગણાતો, પણ અત્યારે તે મળતો નથી. રેવ૦ પોપે તમિળ પાઠ આપવા સાથે સમગ્ર ગ્રંથનો અનુવાદ કર્યો છે.

અનુવાદ અને તે પણ કવિતાનો ? મૂળ ભાષાની નિકટ હોઈએ તો પણ કવિતાને એક ભાષામાંથી બીજી ભાષામાં લઈ જવી એ વિકટ છતાં કરવા જેવું કામ છે; વિકટ છે એટલે તો વિશેષ. અનુવાદનું કામ સેતુ બાંધવા જેવું કામ છે. એમાં વહેતાં જળનો સ્પર્શ ન થાય તો પણ એનું દર્શન—એની ઝાંખી અવશ્ય થાય.

મેં શ્રી. વી. વી. એસ. અય્યરના અંગ્રેજી અનુવાદને મુખ્યત્વે લક્ષમાં રાખ્યો છે. તેમણે ' કુરળ 'નો અંગ્રેજીમાં અનુવાદ કરતી વખતે બાયબલ, હિબ્રુ અને ગ્રીક ગ્રંથોની શૈલી

લક્ષમાં રાખેલી. શ્રી. અય્યરના અંગ્રેજી અનુવાદ ઉપરાંત એ. રંગનાથ મુદાલિયર, જી. વન્મીકનાથન, સી. રાજગોપાલાચારી અને એચ. એ. પોપ્લેના અનુવાદો લક્ષમાં રાખ્યા છે. ઈ. જે. રોબિન્સન અને યોગી શુદ્ધાનંદ ભારતીના ' કુરળ 'ના અનુવાદો પણ હું જોઈ ગયો છું. મરાઠીમાં સ્વ. સાને ગુરુજીએ ' કુરળ 'નો અનુવાદ કર્યો છે તે વાંચી ગયો છું.

ગ્રંથની મૂળ ભાષા આવડતી ન
હોવાને કારણે અનુવાદમાં દોષો રહી
જવાનો સંભવ છે. ઋચાઓનાં જુદાં જુદાં અર્થઘટનોમાંથી કયા અર્થઘટનને અનુસરવું એ પ્રશ્ન પણ સતત મૂંઝવતો રહ્યો છે. અનુવાદના દોષો નિવારવા અત્યારે ' કુરળ ' અંગે પ્રમાણભૂત ગણાતા તિરુકુરલ પ્રચાર સંઘના વ્યવસ્થાપક સાધુચરિત જી. વન્મીકીનાથન સાથે પત્રવ્યવહાર કરેલો અને રૂબરૂમાં



મળીને કેટલીક ઋચાઓ અંગે ચર્ચાવિચારણા કરેલી. આથી કંઈક વિશ્વાસ સાથે આ અનુવાદ પ્રગટ કરવાનું શક્ય બન્યું છે.

' કુરળ ' ની કેટલીક

ઋચાઓનો શ્રી નાજુકલાલ નંદલાલ ચોકસીએ ૧૯૩૦ માં ગુજરાતીમાં અનુવાદ કર્યો હતો. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે ' ઉપદેશસારસંગ્રહ નામે એ પ્રગટ કર્યો છે. આ ગ્રંથનો પ્રથમ ભાગ ' તમિળ વેદ ' અર્થાત્ ' ઋષિ તિરુવલ્લુવરનાં બોધવચનો 'રૂપે છે. શ્રી. ચોકસીએ ૧૩૩ પ્રકરણોમાંથી ૧૦૭ પ્રકરણની ૧૦૩૬ ઋચાઓનો અનુવાદ આપ્યો છે. આજથી ૪૧ વર્ષ પહેલાં ભિક્ષુ અખંડાનંદે આ મહાન ગ્રંથનો અમુક ભાગ ગુજરાતની પ્રજા સમક્ષ મૂકેલો એ આનંદદાયક બીના છે.

આ મહાન ગ્રંથનો અનુવાદ કરવા માટે મને સતેજ કરનાર એ. એન. રામનાથનનો મારે આભાર માનવો જોઈએ. તેમણે ' કુરળ 'ના અંગ્રેજીમાં થયેલા અનુવાદો તરફ મારું ધ્યાન ખેંચવા ઉપરાંત તેની કેટલીય ઋચાઓનું તમિળમાં પઠન કર્યા બાદ અર્થઘટન કરેલાં. મારા મિત્ર અને સાથીદાર હરીન્દ્ર દવે સાથે તો લગભગ એક વર્ષ સુધી ' કુરળ 'ની કેટલીક ઋચાઓના અર્થઘટન અંગે ચર્ચાઓ થયેલી. એ ઉપરાંત તેઓ સમગ્ર અનુવાદ ઉપર ઊલટભેર નજર કરી ગયા અને અમૂલ્ય સૂચનો કર્યાં, તેનું સ્મરણ કરતાં અને મિત્ર ચન્દ્રકાન્ત શાહ અને છોટુભાઈ શાહે અનુવાદમાં ઊંડો રસ દર્શાવ્યો તેની નોંધ લેતાં કૃતકૃત્યતા અનુભવું છું.

આ અનુવાદ મેં સ્વાન્તઃ સુખાય કર્યો છે. ‘ કુરળ ’ સાથેનો દોઢેક વર્ષનો સહવાસ જાતને તપાસવા માટેનો અને જગતને સમજવા માટેનો મૂલ્યવાન કાળ હતો. મહાન સંતના સાન્નિધ્યમાં રહીને મન થોડું પણ મળી એને હું મારું સૌભાગ્ય સમજું છું.

નિરામય કરવાની તક

ગાંધીજી, આલ્બર્ટ સ્વાઈત્ઝર અને વિનોબા સહિત વિશ્વની અન્ય વિભૂતિઓને આકર્ષતો આવેલો અને ‘ ભગવદ્‌ગીતા ’, ‘ બાઈબલ, ’, ‘ કુરાન ’ અને ‘ ગ્રંથસાહેબ ’ જેટલું તમિળ પ્રજામાં સન્માન પામેલા આ ગ્રંથનો ગુજરાતી અનુવાદ યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડના અધ્યક્ષ શ્રી. ઈશ્વરભાઈ પટેલે પ્રગટ કરવાનું હાથ
ધર્યું તે બદલ તેમનો તથા ગ્રંથનિર્માણ બોર્ડના સભ્યોનો હું ઋણી છું. અનુવાદિત ગ્રંથની પ્રસ્તાવના લખી આપવાનું સ્વીકારી ગુજરાત રાજ્યના રાજ્યપાલશ્રી શ્રીમન્‌ નારાયણે મને ઉપકૃત કર્યો છે.

મુંબઈ

કાન્તિલાલ કાલાણી ૨૪-૧૧-૧૯૭૧

# અનુક્રમણિકા

## પૂર્વભૂમિકા

પ્રકરણ



ખંડ ૧ : સદાચાર

વિભાગ ૧ : ગૃહસ્થીનું જીવન

પૃષ્ઠ

૧૪

પ્રકરણ

## વિભાગ ૩ : વિવિધ

પૃષ્ઠ

## વિભાગ ૨ : પ્રેમપાવિત્ર્ય

*

# યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ

| | રૂ. પૈ. |
|---|---|
| ૧ પ્રાચીન ભારત, ભાગ ૧ | ૧૦—૦૦ |
| ૨ પ્રાચીન ભારત, ભાગ ૨ | ૧૧—૦૦ |
| ૩ ઑડિટિંગ | ૧૧—૦૦ |
| ૪ કૃત્રિમ ઔષધો | ૬—૦૦ |
| ૫ આંતરરાષ્ટ્રીય વ્યાપારનો | |

સિદ્ધાંત 3–૫૦

૬ ગોદી અને બંદરગાહની રચના
પ્રવેશિકા ૧૫–૦૦

૭ ભૌગોલિક સંશોધન અને
શોધખોળ ૬–૦૦

૮ વસિયતનામાનો કાયદો ૮–૦૦

૯ પેટ્રોરસાયણ ૬–૫૦

૧૦ ડાયોફેન્ટાઇન સમીકરણો ૪–૦૦

૧૧ ગણિતશાસ્ત્ર, ભાગ ૨ ૨૮–૦૦

૧૨ સહકારી મંડળીનો કાયદો
અને વ્યવસ્થા ૧૧–૦૦

૧૩ કોષવિજ્ઞાન ૧–૫૦

૧૪ લેખન માર્ગદર્શિની ૧—૦૦

૧૫ પૃષ્ઠવંશીય પ્રાણીઓ અને
ગર્ભવિજ્ઞાન ૨૫—૦૦

૧૬ ધાત્વિકક્ષારણ ૨૦—૦૦

૧૭ કોષવિદ્યા, પ્રાણીદેહધર્મવિદ્યા
અને જનીનવિદ્યા ૧૨—૫૦

૧૮ સામુદાયિક વિકાસ અને
કૃષિવિસ્તરણ ૧૫—૦૦

૧૯ શ્રેણીઓ અને શ્રેઢીઓ ૧૦—૦૦

# બોર્ડનાં પ્રકાશનોની યાદી

| | | રૂ. પૈ. |
|---|---|---|
| ૨૦ | કુદરતી રંગોનું રસાયણ | ૫–૫૦ |
| ૨૧ | ગોલીય ખગોળ વિજ્ઞાન | ૨૦–૦૦ |
| ૨૨ | યામધન ભૂમિતિ | ૧૦–૦૦ |
| ૨૩ | કેળવણી અને શિક્ષક તાલીમ | ૬–૦૦ |
| ૨૪ | નીતિશાસ્ત્ર પ્રવેશ | ૧૫–૦૦ |
| ૨૫ | હિન્દનું ભૂસ્તરશાસ્ત્ર ભાગ ૧ | ૮–૦૦ |
| ૨૬ | પારમિતા | ૭–૦૦ |
| ૨૭ | ઇતિહાસનો અભ્યાસ | ૨૧–૦૦ |
| ૨૮ | પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો સરળ ઇતિહાસ | ૨૫–૫૦ |
| ૨૯ | ભારતીય જ્યોતિષશાસ્ત્ર | ૨૫–૦૦ |
| ૩૦ | જીવરસાયણ | ૪–૫૦ |
| ૩૧ | સહકારી વેચાણ વ્યવહાર | ૫–૦૦ |

| | | |
|---|---|---|
| ૩૨ | વિદ્યુત અને ચુંબકત્વ | ૧૨—૦૦ |
| ૩૩ | ભારતમાં સમવાયતંત્ર | ૩—૫૦ |
| ૩૪ | સહકારના સિદ્ધાંતો—<br>ઉદ્ભવ અને વિકાસ | ૨—૨૫ |
| ૩૫ | સંખ્યાત્મક વિશ્લેષણ | ૧૩—૦૦ |
| ૩૬ | લઘુત્રયી | ૧૩—૦૦ |
| ૩૭ | જાપાનની શિક્ષણવ્યવસ્થા | ૪—૫૦ |
| ૩૮ | જનીન વિજ્ઞાન (પ્રાયોગિક) | ૨—૦૦ |
| ૩૯ | નકશાશાસ્ત્ર | ૧૧—૫૦ |
| ૪૦ | શ્રેણિકોનું ગણિત | ૮—૫૦ |
| ૪૧ | અઢારસો સત્તાવન | ૫—૦૦ |
| ૪૨ | ગાંધીજીનું ધર્મદર્શન | ૧૨—૦૦ |
| ૪૩ | બાલ મનોવિજ્ઞાન | ૫—૫૦ |
| ૪૪ | વેદપરિચયપુસ્તિકા, | |

# કુરળ

## પૂર્વભૂમિકા

### પ્રકરણ ૧
### મહિમા ઈશ્વરનો

૧. "અ" નાદસૃષ્ટિનું પ્રસ્થાનબિન્દુ છે : એ પ્રમાણે પુરાણપુરુષ ચરાચરનું
આરંભબિન્દુ છે.

૨. પૂર્ણ જ્ઞાનસ્વરૂપ પરમાત્માનાં પવિત્ર ચરણોનું સેવન ન કરો તો તમારા જ્ઞાનનો
શો ઉપયોગ ?

૩. પુષ્પોના સુવાસપથ પર જેની ગતિ છે એવા પરમાત્માનાં પવિત્ર ચરણોમાં
આશ્રય લેનારનો મહિમા છે. તેઓ સદૈવ

અક્ષયધામમાં વાસ કરશે. ૪. ઇષ્ટ—અનિષ્ટથી પર એવા
પરમાત્માનાં ચરણોને દ્દઢતાથી આલિંગે છે એનો

જ મહિમા છે : જીવનનો તાપ એમને ક્યારેય સ્પર્શતો
નથી. ૫. પરમાત્માનું સ્તવન અંતરના ઊંડાણમાંથી કરે છે
એમનો જ મહિમા છે :

તેમને સદ્—અસદ્‌ની આપત્તિના કર્મફળમાંથી મુક્તિ
સાંપડે છે. ૬. જિતેન્દ્રિય એવા પરમાત્માએ ચીંધેલા
ધર્મમાર્ગનું અનુસરણ કરનારાઓનો

મહિમા છે : તેઓ જ અક્ષયધામ ભોગવશે.
૭. અદ્વિતીય એવા પરમાત્માનાં ચરણોમાં જે આશ્રય લે છે,
તેઓ જ પરિતાપથી

મુક્ત થાય છે.
૮. અનંત આકર્ષણોના મહાસાગરને ઓળંગવો અશક્ય છે :
મહિમાવંત અને

સદ્‌ગુણી પરમાત્માનાં ચરણોને આલિંગન કરનાર માટે એ
મુશ્કેલ નથી. ૯. અષ્ટગુણયુક્ત પરમાત્માનાં ચરણારવિંદમાં
જેમનું મસ્તક નમતું નથી, એમનું

મસ્તક જડ ઇન્દ્રિયોનું માત્ર ખોખું છે.

.૦. જેઓ પરમાત્માનાં ચરણોનો આશ્રય લે છે, તેઓ જન્મમરણનો અનંત

મહાસાગર પાર કરી જાય છે, બીજાઓ નહિ.

૪

કુરળ

પ્રકરણ ૨

## વર્ષાસ્તુતિ

૧૧. વર્ષાની અચૂક વૃષ્ટિ જ પૃથ્વીની જીવાદોરી છે : વર્ષાને એટલે દેવતાઓનું પેય.

અમૃતરૂપે જુઓ – અમૃત

૧૨.

જીભને મીઠો લાગતો અનાજનો એક એક કણ વર્ષાએ ઉપહાર છે, વર્ષા પોતે પણ માનવીનો આહાર છે.

માનવીને આપેલો

૧૩. જો વર્ષા ન વરસે તો મહાસાગરથી વીંટળાયેલી
દુષ્કાળથી ભરખાઈ જવાની.

હોવા છતાં પૃથ્વી ભીષણ

૧૪. જો અંતરીક્ષનાં ઝરણાં સુકાઈ જશે તો

ખેડૂતો હળ હાંકતા બંધ થશે.

૧૫. વર્ષા જ વિનાશનું નિમિત્ત છે, અને એની એ વર્ષા
જીવનનું પણ નિમિત્ત બને છે.

વિનાશ પછીના નવ- ૧૬.

અંતરીક્ષમાંથી જળની વર્ષા નહિ થાય તો

ઘાસ પણ ઊગતું અટકી જશે.

૧૭.

જો અંતરીક્ષ મહાસાગરના જળને શોષવાનું અને તેને પુનઃ બંધ કરશે તો પ્રચંડ મહાસાગરો દુર્ગન્ધથી છવાઈ ઊઠશે.

વરસાવવાનું

૧૮.

જો આકાશ શુષ્ક બની જશે તો દેવોને હવિ નહિ મળે, પૃથ્વી નહિ થાય.
પર ઉત્સવો

૧૯. જો સ્વર્ગની સરવાણીઓ વરસ્યા વિના રહેશે તો તપનું નામનિશાન નહિ રહે.

વિશાળ પૃથ્વી પર દયા કે

૨૦. જળ વિના આ પૃથ્વીની લીલા શક્ય નથી:
સદાચાર વર્ષા પર અવલંબે છે.

એટલે જ ધર્મજ્ઞ મનુષ્યોનો

ગીનો મહિમા

## પ્રકરણ ૩

# ત્યાગીનો મહિમા

. ઇન્દ્રિયસુખ પરહરી દેનાર અને સંયમી જીવન ગાળનાર
છે: શાસ્ત્રો પણ તેઓની જ કીર્તિ સ્તવે છે.

મનુષ્યનો જ મહિમા
. ત્યાગી મનુષ્યની મહાનતાનું માપ તમે

કાઢી શકો નહિ – નિર્જીવ મનુષ્યોની
સંખ્યા પણ ગણી શકાય નહિ.

. જેમણે ઇહ જીવનની પરલોક સાથે તુલના કરી છે અને આ

સંસારનો ત્યાગ
કર્યો છે તેમનો જ મહિમા છે: તેઓની મહત્તાથી આ

પૃથ્વી આલોકિત
થઈ ઊઠી છે.

. જે રીતે અંકુશ હાથીને વશમાં રાખે છે એ રીતે દૃઢ

સંકલ્પ દ્વારા જે
પંચેન્દ્રિયોને વશ કરે છે એવાં મનુષ્યોનો જ મહિમા છે:
તે સ્વર્ગનાં ક્ષેત્રો

માટેનું ઉત્તમ બીજ છે.

1. જેણે પંચેન્દ્રિયોની વાસનાને શાંત કરી દીધી છે એવા

યોગીન્દ્રની શકિત

તમારે જાણવી છે? તમે દેવાધિદેવ ઇન્દ્ર તરફ દૃષ્ટિ કરો.[1]

આ એક ઉદાહરણ

જ પૂરતું છે.

. અસાધ્યને સાધ્ય કરે તે મહાન. એ સાધ્ય ન કરી શકે તે

નિર્બળ. જે સ્પર્શ, રસ, રૂપ, શબ્દ અને ગંધની લીલાનો

પાર પામી જાય છે તેમનો

જ મહિમા છે. એનું શાસન આ જગત પર રહેશે.

. જેની વાણીમાં અપાર સામર્થ્ય છે એવા

ઉદ્ઘોષે છે.

પુરુષોની મહત્તા જ ધર્મશાસ્ત્રો વૈરાગ્યની શિલા પર જેમનું

સહન કરવો અશક્ય છે.

આસન છે એવા ઋષિઓનો કોપ ક્ષણભર પણ

બ્રાહ્મણોને પણ ત્યાગી પુરુષો તરીકે જોવા, કારણ કે પ્રાણી

તેઓ અનુકંપા રાખે છે.

માત્ર પ્રત્યે

. અહીં ગૌતમ મુનિએ ઇન્દ્રને આપેલો શાપ અભિપ્રેત છે.

૬

કુરળ

## પ્રકરણ ૪

# સદાચારનો મહિમા

૩૧. ધર્મથી મોક્ષ અને સંપત્તિ પ્રાપ્ત થાય છે. તો પછી
ધર્મથી વધારે કલ્યાણકર બીજું શું હોઈ શકે?

૩૨. ધર્મ કરતાં વધુ મહાન સંપત્તિ કોઈ પ્રાપ્ત કરી શકતું
નથી, અને ધર્મને વિસારે પાડવો એનાથી મોટું કોઈ દુર્દૈવ નથી.

૩૩. ધર્મના માર્ગેથી ચળ્યા વિના, તમારું સામર્થ્ય અને
સાધનો જેટલા આગળ ધપાવે તેટલા આગળ ધપો.

૩૪. હૃદયથી શુદ્ધ બનો: આ એક
અનુશાસનમાં સમગ્ર ધર્મનો સમાવેશ થઈ

જાય છે. બાકી કેવળ માયાવિસ્તાર છે.

૩૫. અસૂયા અને લાલસા, ક્રોધ અને કટુવાણીથી દૂર રહો.

ધર્મનો એ જ પંથ છે. ૩૬.

હું ક્રમેક્રમે ધર્મિષ્ઠ બનીશ એવો દિલાસો હૃદયને ન આપતા.

અત્યારથી જ
ધાર્મિક જીવન જીવવાનો આરંભ કરો : મૃત્યુની ક્ષણે

જ્યારે સઘળા ખસી
જશે ત્યારે ધર્મ જ સાથી બનશે.

૩૭.

મનુષ્ય ધર્મિષ્ઠ થશે તો એને શો લાભ થશે એ પ્રશ્ન ન
બેઠો છે એને જુઓ અને પાલખી ઉપાડે છે એને જુઓ.

કરો. પાલખીમાં ૩૮. એક ક્ષણ પણ
જન્મ-મરણના

નકામી ન જવા દેતાં તમે જીવનભર સત્કૃત્યો કરતા રહો તો
ફેરામાંથી મુક્ત થવાના માર્ગ પર તમારી ગતિ થાય છે.

૩૯. સદાચારી જીવનમાંથી મળતો આનંદ એ જ ખરો આનંદ છે. બાકીના આનંદો અંતે અકીર્તિ અને દુઃખમાં પરિણમે છે.

૪૦. એ જ કર્મો કરવાં જોઈએ, જેનો આધાર ધર્મ હોય. સત્પુરુષોને ન રુચે એવાં કર્મોથી દૂર રહો.

# ખંડ ૧
# સદાચાર

## વિભાગ ૧

### ગૃહસ્થીનું જીવન

### પ્રકરણ ૫

### ગૃહસ્થ જીવન

જીવનના અન્ય ત્રણ આશ્રમોના અનુસરનારાઓ માટે ગૃહસ્થ મુખ્ય આધારરૂપ છે.

ગૃહસ્થ પિતૃઓનો, અશરણોનો અને ત્યાગીઓનો મિત્ર છે.

ગૃહસ્થનાં પાંચ કર્તવ્યો છે: ૧. પિતૃ-તર્પણ, ૨. દેવ-તર્પણ, ૩. અતિથિ-સત્કાર, ૪. સ્વજનોની સેવા, ૫. આત્મોન્નતિ.

શાણા પુરુષોની નિંદાથી ડરતા અને ભોજન પહેલાં ભિક્ષાદાન કરતા મનુષ્યનો મહિમા કરો: એની કુટુંબવેલ કદી સુકાશે નહિ.

જો ઘર પ્રેમથી ભર્યું ભર્યું હોય અને ધર્મભાવથી વાતાવરણ ગુંજતું હોય તો તે ઘર પરિપૂર્ણ અને કૃતાર્થ છે.

જો મનુષ્ય ગૃહસ્થનાં તમામ કર્તવ્યો ઉચિત રીતે કરતો રહે તો પછી તેને અન્ય કર્તવ્યો કરવાની શી જરૂર?

જે ધર્માનુસાર કુટુંબજીવન વિતાવે છે અને ગૃહસ્થ તરીકેનાં કર્તવ્ય નિષ્ઠાપૂર્વક આચરે છે તે મુમુક્ષુઓમાં શ્રેષ્ઠ છે.

બીજાં પોતાનાં વ્રતોનું પાલન કરી શકે તે માટે જે મદદરૂપ થાય છે અને ધર્માનુસાર જીવન જીવે છે એવા ગૃહસ્થનો મહિમા કરો: અનશન અને પ્રાર્થનામાં જીવન વ્યતીત કરનાર કરતાંય તે મહાન સંત છે.

સદાચાર વિશેષે કરીને ગૃહસ્થાશ્રમ સાથે સંકળાયેલો છે, અને સત્કીર્તિ એનું આભૂષણ છે.

જે ગૃહસ્થ જીવન જીવવું જોઈએ તે રીતે જીવે છે તેને લોકો મનુષ્યોમાં દેવસમાન લેખે છે.

૧૦

કુરળ

## પ્રકરણ ૬

# સદ્ગુણી પત્નીનું સુખ

૫૧. પતિની આવકમાં પોતાની જાતને ગોઠવી ગૃહસ્થે જે કર્તવ્ય બજાવવાનું હોય

તેમાં સમાનભાવે જે પત્ની પ્રવૃત્ત થાય છે તે જ જીવનસાથી છે.

૫૨. પત્ની જો પત્ની તરીકેના કર્તવ્યને પરિપૂર્ણ કરવામાં નિષ્ફળ નીવડે તો બીજી

સમસ્ત સાનુકૂળતાઓ નિરર્થક છે.

૫૩. પત્ની જો ગુણસંપન્ન, તો પછી દારિદ્રય ક્યાં છે? અને એનામાં જો સામર્થ્ય

ન હોય તો વૈભવ ક્યાં છે?

૫૪. સ્ત્રી જ્યારે શીલસંપન્ન હોય ત્યારે એનાથી ભવ્યતર

બીજું શું હોઈ શકે? ૫૫. નિષ્ઠાવાન પત્ની સવારે જાગીને ઈશ્વરનો વિચાર નથી કરતી, પતિની સેવામાં
રત થઈ જાય છે અને એમાં જ બધું આવી જાય છે. પછી તો વાદળો પણ
એની ઇચ્છાને વશ થશે અને એની આજ્ઞાથી બરસાદ વરસશે.

૫૬. તે જ સાચી ગૃહિણી, જે પોતાનાં શીલ અને
પતિની પ્રેમાળપણે પરિચર્યા કરે.

ચારિત્ર્યની રક્ષા કરે અને
૫૭. સ્ત્રીને બંધનમાં રાખવાનો શો

અર્થ? એના શીલની સાચી રક્ષા તો એનું
અંતઃકરણ જ કરે છે.

૫૮. ઉત્તમ પુત્રને જન્મ આપનાર સ્ત્રીનો મહિમા
કેરા : દેવલોકમાં પણ એનું
સ્થાન ઊંચું છે.

૫૯. જેના ઘરની પ્રતિષ્ઠા નથી એવા મનુષ્યની શી વાત
કરવી? એ સિંહની

માફક ઊંચી ગર્દન રાખી ચાલી શકતો નથી.

૬૦. પુણ્યશ્લોક ઘર એ સર્વોચ્ચ આશીર્વાદ છે, અને સદ્‌ગુણી પરમ મહિમા છે.

બાળકો એ એનો સંતતિ

૧૯

## પ્રકરણ ૭

# સંતતિ

૬૧. વ્યક્તિ પર ગમે તેટલા આશીર્વાદો
વરસે પણ કર્તવ્યદીપને અજવાળે ઊછરતાં બાળકો મેળવ્યાના
આનંદની સરખામણીમાં કોઈ ન આવી શકે. ૬૨.
જેનાં બાળકો નિષ્કલંક ચારિત્ર્યવાળાં છે તેને સાત
જન્મ સુધી અશુભ
સ્પર્શતું નથી.

૬૩. બાળકો જ મનુષ્યની સાચી સંપત્તિ છે, કારણ કે તેઓ
પોતાનાં કાર્યોનું
પુણ્ય માતાપિતાને અર્પણ કરે છે.

૬૪. શિશુની નાજુક આંગળીઓથી ડખોળાયેલી ઘેંસ
સ્વર્ગના અમૃતથી પણ

વધુ મીઠી છે.

૬૫. બાળકોનો સ્પર્શ દેહનો આનંદ છે, કાનનો
આનંદ છે તેમની કાલીઘેલી વાણી. ૬૬. જેમને બાળકો નથી
અને જેમણે બાળકોની નવજાત વાણીના ધ્વનિ સાંભળ્યા
નથી તેઓ જ વાંસળી અને વીણાના મધુર સંગીતની
વાતો કરે છે.

૬૭. પિતાનું પુત્ર પ્રત્યેનું કર્તવ્ય શું? સમાજમાં એ અગ્ર
પંક્તિમાં બિરાજી શકે
એવી એને પાત્રતા અપાવવી તે.

૬૮. પોતાનાં
સંતાનોની પ્રજ્ઞાના ગ્રહણમાં ગ્રસ્ત થવામાં પ્રત્યેક માનવીને
પરિતોષ.

મળે છે.

૬૯. પુત્ર જન્મે છે
ત્યારે માતાને મહાન આનંદ થાય છે, પરંતુ પુત્રની કીર્તિગાથા
સાંભળે છે ત્યારે માતાનો આનંદ મહત્તર હોય છે.

૭૦. પુત્રનું પિતા
થઈ કહે: "

પ્રત્યેનું કર્તવ્ય શું ? એ રીતે જીવવું જેથી લોકો આશ્ચર્યમુગ્ધ
પિતા કેવા પુણ્યશાળી હશે કે એમને આવો પુત્ર મળ્યો!"

૧૨
કુરળ

## પ્રકરણ ૮

# પ્રેમ

૭૧. પ્રેમનાં દ્વાર કેમ બંધ થઈ શકે? પ્રેમીઓની આંખોમાં
સ્વતઃ પ્રગટતાં મૃદુ
અશ્રુબિન્દુઓ જ પ્રેમની પ્રતીતિરૂપ નથી?

૭૨. જે પ્રેમ નથી કરતા એ
પોતા માટે જ જીવે છે, જે પ્રેમ કરે છે એ બીજાઓ
માટે પોતાનાં અસ્થિ પણ સમર્પી દે છે.

૭૩. આત્મા અસ્થિપિંજરના બંધનમાં પુનઃ એક વાર આવવા સંમત થાય છે,
એ જ પ્રેમની કસોટી છે.

૭૪. પ્રેમ હૃદયને સહુ પ્રત્યે
મૃદુ બનાવે છે અને મૃદુતાથી મિત્રતારૂપી અમૂલ્ય વૈભવ
પ્રાપ્ત થાય છે.

૭૫. કહે છે કે ભાગ્યવાનના આશિષ એ બીજું કંઈ નથી પણ ભૂતકાળમાં
વ્યક્તિએ દાખવેલ પ્રેમયુક્ત મૃદુતાનો દેવોએ આપેલો પુરસ્કાર છે.

૭૬. પ્રેમ એ સદાચારીઓ માટે જ છે એનું કહેનારા મૂર્ખ છે: દુર્જનો સમક્ષ પણ
મનુષ્યનો ખરો સાથી પ્રેમ જ છે.

૭૭. અસ્થિ વિનાના જંતુઓને સૂર્ય કેવી રીતે બાળી નાખે છે તે તો જુઓ:
તેવી જ રીતે સદાચાર અને સ્નેહભર્યું વર્તન મનુષ્યની નિષ્ઠુરતાને ભસ્મ

કરી દે છે.

૭૮. પ્રેમ શું છે એ જેનું હૃદય જાણતું નથી એવા મનુષ્ય તરફ દૃષ્ટિપાત કરો:
મરુભૂમિનાં વૃક્ષોને કૂંપળો ફૂટશે ત્યારે જ એમને ઐશ્વર્ય સમજાશે.

૭૯. આત્માના આભૂષણ સમા પ્રેમને હૃદયમાં સ્થાન ન હોય તો પછી બહારના
સૌંદર્યનો શો અર્થ?

૮૦. જીવનનું આસન પ્રેમમાં છે: જે મનુષ્યમાં પ્રેમ નથી તે ચર્મથી મઢેલો
અસ્થિરાશિ છે.



## પ્રકરણ ૯
## અતિથિ-સત્કાર

૮૧. શાણાં મનુષ્યો શા માટે પરિશ્રમ કરે

અતિથિઓને જમાડવા અને યાત્રાળુઓને

છે અને ગૃહસ્થાશ્રમાં બને છે ?

આશ્રય આપવા.

૮૨. અતિથિ ઘરઆંગણે હોય ત્યારે ઘરમાં અમૃત હોય તો એકલાં ન કરાય.

પણ તેનું પાન એકલાં ૮૩. આંગણે આવતા અતિથિને

આદર આપવાનું જે ચૂકતો નથી તેનું કદી અશુભ થતું નથી.

૮૪. હોઠ પર સ્મિત ધારીને જે સુપાત્ર અતિથિઓનો સત્કાર કરે

છે તેમનો મહિમા

કરો : લક્ષ્મી પણ એ ઘરોમાં નિવાસ કરવામાં કૃતાર્થતા અનુભવે છે.

૮૫. અતિથિને પ્રથમ જમાડી શેષ રહેલાનો આહાર કરે

એવા મનુષ્યનો મહિમા

છે : તેના ખેતરમાં બી વાવવાની જરૂર છે ખરી ?

૮૬. વિદાય થતા અતિથિની જેણે સેવા-શુશ્રૂષા કરી છે અને

આવનારા અતિથિની

જેને પ્રતીક્ષા છે એવા મનુષ્યનો મહિમા

કરો : દેવતાઓના દ્વારે એ આવકાર-
પાત્ર અતિથિ છે.

૮૭. અતિથિ-સત્કારનું માહાત્મ્ય એટલું બધું છે કે એના વિશે અમે કંઈ કહી શકીએ તેમ નથી : ઉત્તમ પ્રકારનો અતિથિ એ આપણા યજ્ઞની કસોટી છે.

૮૮. જે આતિથ્યનો યજ્ઞ નથી કરતો એના તરફ દૃષ્ટિ તો કરો : એક દિવસ એ કહેવાનો કે મેં સખ્ત પરિશ્રમ કરીને ભારે સંપત્તિ એકત્ર કરી છે, પણ
એ બધી નિરર્થક છે, એમાંથી મને કંઈ સાંત્વન મળતું નથી.

૮૯. વૈભવની છોળો વચ્ચે યાત્રાળુનો આદરસત્કાર ન કરવો એ જ ખરી નિર્ધનતા
છે : માત્ર મૂર્ખાઓ જ એવું કરે છે.

૯૦. નાજુક પુષ્પ
તો નાક પાસે લઈ જઈ સૂંઘવામાં આવે ત્યારે જ મૂરઝાય છે :
અતિથિના હૃદયને વિદારવા માટે માત્ર દૃષ્ટિ જ પૂરતી છે.

## પ્રકરણ ૧૦

# માયાળુ વાણી

૯૧. સદાચારી મનુષ્યની વાણી માયાળુ અને મૃદુતાપૂર્ણ હોય છે : એ છલનામયી નથી હોતી.

૯૨. ઉદારમના ઉપહાર કરતાં મધુર વાણી અને પ્રેમભરી અમીદૃષ્ટિ અધિક શ્રેષ્ઠ છે.

૯૩. મધુર અને અનુગ્રહપૂર્ણ દૃષ્ટિનો અને હૃદયમાંથી નીતરતી પ્રેમાળ વાણીનો મહિમા કરો : ત્યાં જ ધર્મનો વાસ છે.

૯૪. કોઈ પણ વ્યક્તિની સાથે વાત કરતાં જે સદૈવ મધુર વાણી ઉચ્ચારે છે તેનો મહિમા કરો : દુઃખમાં વૃદ્ધિ કરનાર દારિદ્રય કદી તેની સમીપ નહિ આવે.

૯૫. વિનય અને પ્રેમાળ વાણી મનુષ્યનાં ખરાં આભૂષણો છે,

બીજાં એક્ય નહિ. ૯૬. જો તમારા વિચારો શુભ હશે અને
વાણી સૌમ્ય હશે તો પાપવૃત્તિ ઓસરતી
જશે અને ધર્મભાવનાની વૃદ્ધિ થશે.

૯૭. હિતકર અને સ્નેહાળ વાણી

મિત્રો ઊભા કરે છે અને ફળદાયક નીવડે છે.

૯૮. માયાળુ અને અલ્પતાથી મુક્ત વાણી આ લોકમાં તેમ જ
પ્રદ બને છે.

પરલોકમાં કલ્યાણ- ૯૯. પ્રસન્ન વાણીનો પરિતોષ જેના
ઉચ્ચારવી કેમ ગમતી હશે ?
મનને સભર કરી ગયો છે, તેને ઉગ્ર વાણી

૧૦૦. મધુર વાણીથી
કેવો ગણવો ?

કામ સરતું હોય ત્યારે કઠોર વાણીનો ઉપયોગ કરનાર મનુષ્યને
તે પકવ ફળ કરતાં અપકવ ફળ પસંદ કરે છે.

*

**કૃતજ્ઞતા**

## પ્રકરણ ૧૧

## કૃતજ્ઞતા

૧૦૧. ઋણભાર વિનાના સૌજન્યનો જ મહિમા છે: એની પૃથ્વી પણ અતિ રંક છે.

અપેક્ષાએ સ્વર્ગ અને ૧૦૨. અણીને વખતે કરેલો ઉપકાર ભલે કરતાંયે અધિક છે.

ઓછો હોય : એનું મૂલ્ય અખિલ વિશ્વ ૧૦૩. પ્રત્યુપકારની અપેક્ષા વિના કરેલા અનુગ્રહનો મહિમા છે. એની સરખામણીમાં મહાસાગર પણ તુચ્છ લાગશે.

૧૦૪. પ્રાપ્ત થયેલો લાભ ભલે રાઈના દાણા દૃષ્ટિએ તો એ વટવૃક્ષ જેવો છે.

જેવો હોય : શ્રેષ્ઠ માનવીઓની

૧૦૫. કૃતજ્ઞતાનું માપ કેટલી સહાય મળી છે તેના પરથી જ ઉપકૃત વ્યક્તિની ખાનદાની ઉપર પણ એનો આધાર

માત્ર નથી નીકળતું :

છે.

૧૦૬. પવિત્ર પુરુષોની મૈત્રી કદી વિસારે ન પાડતા :

આપત્તિમાં જે તમારી
સહાયમાં ઊભો છે એને પણ તજી ન દેતા.

૧૦૭. અણીને સમયે જેમણે સહાય કરી છે તેમને ઉત્તમ પુરુષો તો કૃતજ્ઞતાપૂર્વક
સાત જન્મ સુધી યાદ કરશે.

૧૦૮. ઉપકારને ભૂલી જવામાં તો અકુલીનતા
વીસરી જાય એ કુલીનતાનું લક્ષણ છે.

છે : કોઈએ કરેલું અપમાન તત્ક્ષણ
૧૦૯. અપકાર કરનાર એક

નજીવો ઉપકાર કરે તેની યાદ તાજી થતાં અસહ્ય
અપકાર પણ ક્ષમાપાત્ર બને છે.

૧૧૦. બીજા તમામ પ્રકારના અપરાધો
નરાધમનો કોઈ ઉગારો નથી.

કરનાર વ્યક્તિનો મોક્ષ થાય છે : પણ કૃતઘ્ન



## પ્રકરણ ૧૨

## ન્યાયપરાયણતા

૧૧૧.

ધર્મયુક્ત જીવનનો આદ્યાક્ષર ન્યાયનિષ્ઠા છે : ન્યાયનિષ્ઠા એટલે જેના હક્કનું
જે હોય તે તેને આપી દેવું, પછી એ અપરિચિત હોય, મિત્ર હોય કે
શત્રુ હોય.

૧૧૨. ન્યાયપરાયણ વ્યક્તિની સમૃદ્ધિ કદી ઘટતી નથી :
ટકી રહે છે.
પેઢીઓની પેઢીઓ સુધી તે

૧૧૩. સન્માર્ગથી ચાતરીને ચાલી આવતી સંપત્તિનો સ્પર્શ
પણ ન કરતા : પછી
ભલે તેમાંથી ગમે તેટલો લાભ મળતો હોય!

૧૧૪.
ઉત્તમ અને કનિષ્ઠ વ્યક્તિઓનો નિકષ તેમની સંતતિ છે.

૧૧૫. સદ્–અસદ્ તો સૌ કોઇના જીવનમાં આવે છે : પરંતુ
ન્યાયી હૃદય એ જ
મનુષ્યોનું ભૂષણ છે.

૧૧૬. જ્યારે તમારું હૃદય સન્માર્ગ છોડી અસત્ માર્ગે વળે
ત્યારે જાણજો કે
તમારો નાશ નજીક છે.

૧૧૭. જગત ન્યાયી અને સદ્‌ગુણી મનુષ્યની દરિદ્રતાને
તિરસ્કારતું નથી.

૧૧૮. ત્રાજવાંની દાંડી તરફ દૃષ્ટિ કરો. તે સીધી છે અને
સમતોલ રહે છે. શાણા
મનુષ્યોની પ્રતિષ્ઠા પણ એવી જ છે. તેઓ આ
પક્ષે કે બીજે પક્ષે નમી
જતા નથી.

૧૧૯ મનુષ્યના મુખમાંથી આવતી ન્યાયયુક્ત વાણી જ
સાચેસાચ ન્યાય છે, જો
એનું હૃદય ક્યારેય સત્યથી વિમુખ થતું ન હોય તો.

૧૨૦. બીજાના અને પોતાના વ્યવસાયનું હિત કરનાર
મનુષ્યનો મહિમા કેરો :
એનો વ્યવસાય વિસ્તરતો રહેવાનો.



## પ્રકરણ ૧૩
## સંયમ

૧૨૧. આત્મસંયમ સ્વર્ગનું દ્વાર છે, પણ અનિયંત્રિત વાસના અનંત અંધકાર

માટેનો રાજમાર્ગ છે.

૧૨૨. આત્મસંયમની ખજાનાની જેમ જ રક્ષા કરો : આ જીવનમાં એથી ચડિયાતી

સંપત્તિ બીજી એકેય નથી.

૧૨૩. પાર્થિવ પદાર્થોનો સાચો વિવેક કરનાર અને સંયમી જીવન જીવનાર મનુષ્યનો

મહિમા

કરો : શાણપણ અને અન્ય તમામ આશીર્વાદ એને પ્રાપ્ત થશે.

૧૨૪. વાસના પર વિજય મેળવ્યો છે અને કર્તવ્યમાંથી ક્યારેય ચલિત થયો નથી

એવા મનુષ્યનો મહિમા

કરો : તેની પ્રતિભા પહાડ કરતાં પણ મહાન છે.

૧૨૫. નમ્રતા સૌ મનુષ્યો માટે ભૂષણરૂપ છે : પણ શ્રીમંતોમાં તો એ પૂર્ણ

આભાથી ઝળઝળાં થાય છે.

૧૨૬. કાચબો જેમ પોતાના અવયવો સંકેલી લે

છે, તે રીતે જે પંચેન્દ્રિયો આત્મા તરફ વાળે છે તેવા
મનુષ્યનો મહિમા કરો : એણે પોતાને માટે એવો
રત્નરાશિ એકઠો કર્યો છે જે સાત જન્મ સુધી ચાલશે.

૧૨૭. તમે કશા ઉપર નિગ્રહ ન રાખો, પણ જીભ પર તો
નિગ્રહ રાખો જ :
નિગ્રહ વિનાની જીભ ગમે તેવો બકવાટ
કરશે અને તમને ઘેરા શોક પ્રતિ દોરી જશે.

૧૨૮. તમારો એક
શબ્દ પણ અન્યને દુઃખદાયક બને તો તમારા બધા જ સદ્ગુણો
લોપ પામશે.

૧૨૯. અગ્નિનો દાહ કાળે કરી રુઝાય છે : વાણીનો દાહ ક્યારેય રુઝાતો નથી.

૧૩૦. શાણપણ અને આત્મસંયમ કેળવનાર અને અંતઃકરણમાં ક્રોધને પ્રવેશવાનો અવકાશ ન આપનાર મનુષ્યનો મહિમા કરો : એના મુખદર્શન માટે સ્વયં ધર્મ એના ઘરની યાત્રાએ આવશે.

પરસ્ત્રી પ્રત્યેની મર્યાદા

૧૯ પ્રકરણ ૧૫

## પરસ્ત્રી પ્રત્યેની મર્યાદા

પ્રત્યે જેમની દૃષ્ટિ વળી છે તેમનો મહિમા કરો :
તેઓ પરસ્ત્રીની ઇચ્છા કરવાની ભૂલ કદી કરતા નથી.

૧૪૨. જેમણે સન્માર્ગનો ત્યાગ કર્યો છે એવા લોકોમાં,
કરે એના જેવો મહામૂર્ખ બીજો કોઈ નથી.

બીજાને ઉંબરે ભટક્યા

૧૪૩. શંકાથી પર મિત્રના ઘર પર જે કુદૃષ્ટિ કરે છે
તેઓ ખરેખર મૃત્યુના
મુખમાં પડે છે.
૧૪૪. મનુષ્ય ભલે
થશે એનો

ગમે તેટલો મોટો હોય પણ વ્યભિચાર દ્વારા કેટલી માનહાનિ
સહેજ પણ વિચાર કર્યા વિના એનું આચરણ કરે તો એની
મોટાઈનો શો અર્થ ?

૧૪૫. પાડોશની પત્ની સહજ પ્રાપ્ય છે એમ
કરે છે એ વ્યક્તિ તરફ નજર કરો

માની જે એની આસપાસ ભમ્યા
: એનું નામ કાયમ માટે કલંકિત

બને છે.

૧૪૬. વ્યભિચારી દ્વેષ, પાપ, ભય અને લજ્જાની
પ્રવૃત્તિઓમાંથી ક્યારે ય નિવૃત્ત

થતો નથી.

૧૪૭. પાડોશાની પત્નીના લાવણ્યથી જેનું હૃદય આકર્ષાતું
નથી એ જ સદાચારી

ગૃહસ્થ છે.

૧૪૮. પર-પત્ની પ્રત્યે જે મીટ પણ માંડતો નથી
કરે : એ સદાચારી કરતાં પણ વિશેષ છે.

એવા ઉચ્ચ આત્માનો મહિમા
એ સંત છે.

૧૪૯.

વિશ્વની તમામ મંગળ વસ્તુઓ માટે ઇહલોકમાં કોણ પાત્ર

છે? જેમના બાહુ પરાઈ સ્ત્રીને સ્પર્શ કરતા નથી તે જ.

છે? – લાયક

૧૫૦.

બીજા કોઈ પણ પાપના માર્ગે તમે કદાચ પ્રવૃત્ત થાઓ, પણ વ્યભિચારના પાપમાંથી તો મુક્ત જ રહેજો. એટલું કરશો તો પણ તમને પ્રતિષ્ઠા મળશે.

૨૦

કુરળ

## પ્રકરણ ૧૬

## ક્ષમા

૧૫૧. ધરતી પોતાને ઊંડેથી ખોદનારને પણ પોષણ આપે છે : તમારી અપકીર્તિ

કરનારને પણ તમે સાંખી લેજો : એમાં જ ખરી મોટાઈ છે.

૧૫૨. તમને કોઈ હાનિ પહોંચાડે

તો તેને સદૈવ ક્ષમા આપજો : પણ તમે ભૂલી

જઈ શકો તો એથી ય ઉત્તમ.

૧૫૩. આતિથ્ય ન કરવું એ સૌથી શરમજનક દરિદ્રતા છે : મૂર્ખની મંદતાને
સહન કરવી એ સૌથી મોટું સામર્થ્ય છે.

૧૫૪. તમારી મહત્તા તમારે અચલિત રાખવી હોય, તો બીજાઓની ક્ષતિઓને
ક્ષમા કરવાની આદત ધીરજપૂર્વક કેળવો.

૧૫૫. અપકારનો બદલો લેનારાની શાણો મનુષ્ય ઝાઝી કિંમત આંકતો નથી.
જેઓ પોતાના શત્રુઓને ક્ષમા આપે છે તેમને તેઓ સુવર્ણ જેવા ગણે છે.

૧૫૬. વેરનો આનંદ
બહુ બહુ તો એક દિવસ ટકે છે : પણ ક્ષમા આપનારની કીર્તિ ચિરંજીવ રહે છે.

૧૫૭. તમને થયેલો અન્યાય ભલે ગમે તેટલો મોટો હોય, તમે અને વેર લેવાના વિચારથી અળગા રહો.

એને હૈયે ન લાવો, ૧૫૮. જેમણે ઘમંડમાં તમને હાનિ પહોંચાડી

હોય તેમને તમે ખાનદાનીથી જીતી લો. ૧૫૯. નિન્દા કરનારાઓની
કટુ વાણીને જે સહન કરી લે તેઓ ત્યાગીઓ કરતાં
પણ મહાન કોટિના સંત છે.

૧૬૦. જેઓ અનશન કરીને તપ
પોતાની નિંદા કરનારાઓને

કરે છે તેઓ મહાન છે, પણ તેમનું સ્થાન
જે ક્ષમા આપે છે, તેમના પછી આવે છે.



## પ્રકરણ ૧૭
## અસૂયાનો અભાવ

૧૬૧. તમારું હૃદય અસૂયાની તમામ લાગણીઓથી મુક્ત
છે એવું અનુભવો
ત્યારે માનજો કે એ સદ્‌ગુણ તરફ વળ્યું છે.

૧૬૨. તમામ અસૂયાઓથી મુક્ત એવો સ્વભાવ : એના જેવો
મહાન બીજો એકેય
આશીર્વાદ નથી.

૧૬૩. જે પાડોશીની સમૃદ્ધિથી રાજી થવાને બદલે ઈર્ષ્યા કરે છે એ મનુષ્ય ન
સદ્‌ગુણને જાણે છે, ન માનસિક શાંતિને.

૧૬૪. શાણો મનુષ્ય અસૂયા દ્વારા કોઈને હાનિ પહોંચાડતો નથી : હલકી ભાવના
મનમાં રાખવાથી કેવું માઠું પરિણામ આવે છે તેનો તેને ખ્યાલ હોય છે. ૧૬૫. ઈર્ષ્યાળુ માનવી
માટે અસૂયા પોતે જ પૂરતી શિક્ષા છે : એના દુશ્મનો જો
એને જતો કરશે તો એની અસૂયા એનો નાશ કરશે.

૧૬૬. બીજાને આપેલું દાન જે સહન કરી શકતો નથી એવા મનુષ્યનો વિચાર કરો : એનું કુટુંબ રોટલાના ટુકડા માટે અને કપડાં માટે આંગણે આંગણે
ભટકશે અને છેવટે નાશ પામશે.

૧૬૭. ભાગ્યલક્ષ્મી ઈર્ષ્યાળુ સાથે રહી શકતી નથી : આવા માણસને તે પોતાની
મોટી બહેન વિપત્તિને આશરે છોડી દે છે, અને પોતે ખસી જાય છે. ૧૬૮. ઘૃણાપાત્ર અસૂયા
જાય છે.
દારિદ્રય આણે છે અને છેવટે નરકના દરવાજા સુધી દોરી ૧૬૯.

ઇર્ષ્યાળુ મનુષ્યનો વૈભવ અને ઉદારમનાની કૃપણતા એકસરખી વિસ્મયકારક

ઘટનાઓ છે.

૧૭૦. અસૂયાથી કદી સમૃદ્ધિ આવતી નથી : ઉદારમનાની કદી પડતી થતી નથી.

૨૨

કુરળ

## પ્રકરણ ૧૮
# લોભનો અભાવ

૧૭૧.
અન્ય મનુષ્યની સંપત્તિની સ્પૃહા કરનાર નિર્લજ્જ મનુષ્યથી ચેતતા રહો :

તેની દુષ્ટતા વધતી જવાની અને તેના કુટુંબની પડતી થવાની.

૧૭૨. દુષ્ટતાથી વિમુખ રહેનાર મનુષ્યોનો મહિમા કરો : તેઓ નિસ્પૃહી હોય છે

અને દુષ્કર્મોને કદી નમતું આપતાં નથી.

૧૭૩. અપાર્થિવ આનંદની ઝંખના રાખનારા મનુષ્યનો મહિમા કરો : તેઓ આનંદનો

લોભ કરતા નથી અને ક્યારે ય અન્યાયને નમતું આપતા નથી.

૧૭૪. જેમણે ઇન્દ્રિયો પર પ્રભુત્વ મેળવ્યું છે અને જેમની દૃષ્ટિ વિશાળ થઈ છે,

એવા મનુષ્યનો મહિમા કરો : "અરે, અમને વાસના રહી ગઈ છે" એવું

કહેવા તેઓ ક્યારે ય લલચાતા નથી.

૧૭૫. બુદ્ધિ

સૂક્ષ્મ અને ગ્રહણ કરી શકે તેવી હોય પણ જો તે લોભથી લલચાઈ

જાય અને ચૈતન્યશૂન્ય કાર્યો કરવાની સંમતિ આપે તો તેનો શો અર્થ ? ૧૭૬. જે મનુષ્ય

ભગવત્કૃપા ઝંખે છે અને સન્માર્ગે ચાલે છે એ પણ જો લક્ષ્મીની

લાલચમાં પડીને પ્રપંચ કરશે તો એનો નાશ થશે.

૧૭૭. લોભવૃત્તિથી પ્રેરાઈને એકઠી કરેલી સંપત્તિથી લલચાતા નહિ : સુખના

દિવસોમાં પણ એનું ફળ કટુ હોય છે.

૧૭૮. તમારી સંપત્તિ કદી ઓછી ન થાય એમ તમે ઇચ્છતા હો તો પાડોશીના
ધનની લાલચ ન રાખો.

૧૭૯. ન્યાયપટુ અને નિર્લોભી મનુષ્યનો મહિમા કરો : લક્ષ્મી તેની પાત્રતા જાણે
છે અને શોધતી શોધતી તેને આંગણે આવી પહોંચે છે.

૧૮૦. જે આકાંક્ષા દૂરદર્શી નથી તે વિનાશ સર્જે છે : જે મહાનુભાવિતા એમ
કહે છે, " હું નિર્વિકલ્પ છું ", તે સર્વત્ર વિજયી થાય છે.



## પ્રકરણ ૧૯
## નિંદા ન કરો

૧૮૧. જે મનુષ્ય અન્યાય કરે છે અને ધર્મ કે સદાચારની વાત કરતો નથી એને
જો કોઈ એમ કહે કે, "અરે, આ
માણસ પીઠ પાછળ કોઈની નિંદા કરતો
નથી," તો તેને એ મધુર લાગશે.

૧૮૨. સહુથી વિમુખ થઈને બૂરું કરવું
અને પીઠ પાછળ નિંદા કરવી એ

એ ખોટું છે: પણ સામે મોંએ હસવું
તો એથી યે બૂરું છે.

૧૮૩. જૂઠું બોલીને કે નિંદા કરીને જીવવું એના કરતાં તો તાત્કાલિક મરી જવું
ઉત્તમ છે. આવા મૃત્યુથી સદાચરણનાં ફળ મળે છે.

૧૮૪. કોઈ મનુષ્યે મોઢામોઢ તમારું અપમાન કર્યું હોય તો પણ તેની ગેરહાજરીમાં
એની નિંદા કરશો નહિ.

૧૮૫. હોઠ સદાચારની વાતો કરે, પણ નિંદાખોર જીભ હૃદયની ક્ષુદ્રતાની ચાડી ખાય છે.

૧૮૬. જો તમે અન્યની નિંદા કરશો તો તે તમારાં છિદ્રો શોધી કાઢશે અને

એમાંનાં જે અધમાધમ હશે તેમને ખુલ્લાં પાડશે.

૧૮૭. નિંદામાં રસ લેનારા મનુષ્યથી સાવધ રહો : મિત્ર બનાવવાની મધુર કલા

તેમને આવડતી નથી અને ઘૃણાથી તંગ આવી ગયેલા પુરાણા મિત્રોને

પણ તેઓ દૂર કાઢે છે.

૧૮૮. મિત્રોના દોષો જગજાહેર કરવામાં જેમને આનંદ આવે છે, તેઓ પોતાના

દુશ્મનોના દોષોને શી રીતે જતા કરવાના?

૧૮૯. પીઠ પાછળ નિંદા કરનારાઓનો ભાર વહન કરવા માટે ધરતી માતા પોતાની

કર્તવ્યનિષ્ઠાને જ મદદે બોલાવતી હશે ને?

૧૯૦. પોતાના

દોષોનું

દુશ્મનોના દોષોનું મનુષ્ય જેમ સૂક્ષ્મ પરીક્ષણ કરે છે તેમ પોતાના પણ કરે તો ક્યારે ય અનિષ્ટ એને સ્પર્શે ખરું ?



## પ્રકરણ ૨૦

# મિથ્યા પ્રલાપ ન કરો

૧૯૧. મિથ્યા પ્રલાપથી સાંભળનારાઓને ગુસ્સે કરનાર વ્યક્તિને કોઈ તેની ઘૃણા કરશે.

લક્ષમાં રાખો : સહુ

૧૯૨. અનેક વ્યક્તિઓની સમક્ષ મિથ્યા પ્રલાપ કરવો એ પહોંચાડવા કરતાં પણ વિશેષ ખરાબ છે.

પોતાના મિત્રને દુઃખ

૧૯૩ જે પોકળ

શબ્દોની લીલામાં રાચે છે તે પોતાની જ અપાત્રતા જાહેર કરે છે.

૧૯૪. જે સભામાં વાણીનો
એનું કશું યે કલ્યાણ

અકારણ કોલાહલ રચી દે છે એ વ્યક્તિને તો જુઓ:
નહિ થાય. જે કંઈ ઇષ્ટ હશે તે પણ તેને છોડી જશે.

૧૯૫. માનનીય વ્યક્તિ પણ જો મિથ્યા વાણી ઉચ્ચારશે તો
માનપાન ગુમાવશે. ૧૯૬. પોકળ શબ્દો પ્રત્યે પ્રેમ કરનારને
સમાન છે.

મનુષ્ય ન કહેતા, એ મનુષ્યો છોતરાં

૧ ૯૭.

શાણાં મનુષ્યોને ઠીક લાગે તો ભલે કઠોર વાણી ઉચ્ચારે,
પ્રલાપથી અળગા રહેવું એમના હિતમાં છે.

પરંતુ નિરર્થક ૧૯૮.

ગહન કોયડાઓના ઉકેલમાં જે શાણાં મનુષ્યોનું ચિત્ત
અર્થગંભીર શબ્દો સિવાય બીજું કંઈ જ બોલતાં નથી.

લાગ્યું છે તેઓ

૧૯૯. પૂર્ણ દૃષ્ટિવાળા ભૂલમાં પણ મિથ્યા વાણી ઉચ્ચારતા નથી.

૨૦૦. એ જ શબ્દો બોલો, જે બોલવા જેવા હોય; નિરર્થક કદી બોલતા નહીં.

અને પોકળ શબ્દો



## પ્રકરણ ૨૧

## અસત કર્મનો ભય

૨૦૧. દુષ્ટ લોકો પાપને નામે ઓળખાતા દોષથી ભયભીત થતા નથી : સજ્જનો તો એનાથી દૂર ભાગે છે.

૨૦૨. પાપ પાપને પ્રગટાવે છે : એટલે અગ્નિ કરતાં પાપથી વિશેષ ચેતીને ચાલવું જોઈએ.

૨૦૩. કહે છે કે શત્રુઓને હાનિ પહોંચાડવાથી અળગા

રહેવામાં જ શ્રેષ્ઠતમ

શાણપણ છે.

૨૦૪. મનુષ્ય અસાવધપણે પણ અન્યના વિનાશ માટે પ્રપંચો ન કરે : જે દુષ્ટ

પેંતરો રચે છે તેના વિનાશની યોજના ન્યાયદેવતા પોતે જ ઘડી કાઢશે. ૨૦૫. 'હું ગરીબ છું' એમ કહી મનુષ્ય દુષ્ટતાનો માર્ગ ન લે: જો એ એમ

કરશે તો તે પહેલાં કરતાં પણ વિશેષ દારિદ્રયમાં ડૂબી જશે.

૨૦૬. આપત્તિઓથી દુ:ખી થવાનું જે ન ઇચ્છે તે બીજાને હાનિ પહોંચાડવાથી

અળગો રહે.

૨૦૭. અન્ય શત્રુઓથી છટકી જવા માટે રસ્તો છે, પણ દુષ્કૃત્યો ક્યારેય નાશ

પામતાં નથી. એ તો પીછો પકડે છે અને એના કર્તાનો સર્વનાશ કરે છે. ૨૦૮. મનુષ્ય જ્યાં જ્યાં જાય ત્યાં પડછાયો તેને છોડતો નથી અને તેનાં પગલાં

સાથે જ જડાયેલો રહે છે. તેવી જ રીતે દુષ્કૃત્યો તેમના કર્તાનો પીછો

પકડે છે અને તેમનો નાશ કરે છે.

૨૦૯. મનુષ્ય જો પોતાની જાતને ચાહતો હોય, તો તેણે તેના ચિત્તને અશુભની
દિશામાં લગાર પણ ન ઢળવા દેવું.

૨૧૦. આપત્તિઓથી સુરક્ષિત રહેવા ઇચ્છતો મનુષ્ય ખોટું કામ કરવા પ્રેરાતો નથી.



## પ્રકરણ ૨૨
## પરકાર્ય–તત્પરતા

૨૧૧. કૃપાનિધાન પ્રત્યુપકારની અપેક્ષા વિના કામ કરે છે: જળથી ભરપૂર
વાદળોનું ઋણ જગત ક્યારે ય ચૂકવી શકે ખરું?

૨૧૨. સજ્જન પુરુષોએ સ્વ–પરિશ્રમથી એકત્ર કરેલી સંપત્તિ પરજનહિતાય
જ હોય છે.

૨૧૩. ઇહલોકમાં કે સ્વર્ગમાં કૃપાપૂર્ણ સૌજન્ય કરતાં બીજું કશું ય ઉત્તમ નથી. ૨૧૪. એ જ

જીવે છે જે ઔચિત્યને જાણે
છે: જેને ઔચિત્યનું ભાન નથી
એને તો નિર્જીવ સાથે જ મૂકવા રહ્યા !

૨૧૫. પાણીથી છલોછલ ભરાયેલા ગામના તળાવનો મહિમા છે: વિશ્વ પ્રત્યે
પ્રેમ કરતા શાણા મનુષ્યની સંપત્તિ પણ એના જેવી છે.

૨૧૬. જેવું ગામની મધ્યમાં આવેલું ફળથી લચેલું વૃક્ષ — એવી જ ઉદાર
મનુષ્યોની સંપત્તિ.

૨૧૭. આરોગ્યપ્રદ ઔષધિઓ આપતા વૃક્ષની જેમ
પણ સૌને સુલભ છે.

પરોપકારી સજ્જનનું ધન

૨૧૮. ન્યાય અને ઔચિત્ય જાણનાર મનુષ્યનો મહિમા કરો: માઠા દિવસો
આવ્યા હોય ત્યારે પણ તેઓ બીજાનું ભલું કરવાનું ચૂકતા નથી.

૨૧૯. ભદ્ર પુરુષ પોતાની જાતને

ત્યારે જ દરિદ્રી લેખે છે, જ્યારે તેની સહાય
પૂરી કરવા તે અસહાય બને છે.
૨૨ ૦.

પરોપકાર ક્યારેક સર્વનાશ પણ સર્જે— આવે સમયે જાત
ભલે, પણ પરોપકારની તક જતી ન કરાય.
વેચવી પડે તો

દાન
૨૭

## પ્રકરણ ૨૩
## દાન

૨૨૧. ગરીબોને આપવું એ જ ખરું દાન છે:
બીજાં બધાં દાન ધીરાણ જેવાં છે.

૨૨૨. સ્વર્ગ પ્રાપ્ત થતું
હોય તો પણ હાથ લંબાવવો એ ખરાબ છે: ભલે સ્વર્ગ

ન મળે પણ દાન આપવું એ શ્રેષ્ઠ સદ્‌ગુણ છે.

૨૨૩. કુળવાન મનુષ્ય દાન કરે છે પણ ક્યારેય એવું કહેતો નથી કે ' મારી પાસે કંઈ નથી. '

૨૨૪. લેનારના મુખ પર સંતોષનું સ્મિત જોવા ન મળે ત્યાં સુધી આપનારનું હૃદય હરખાતું નથી.

સપપ. ભૂખ પર વિજય મેળવવો એ વિજેતા માટે સૌથી શ્રેષ્ઠ આત્મવિજય છે:
જે અન્યની ભૂખ સંતુષ્ટ કરવા આત્મબલિદાન કરે છે તેને જ આવો વિજય.
પ્રાપ્ત થાય છે.

૨૨૬. ગરીબોના ઉદર કોરતી ભૂખને સંતોષવી: આ રીતે જ શ્રીમંત મનુષ્ય.
નબળા દિવસોમાં ટકી રહેવાનું પુણ્ય પ્રાપ્ત કરે છે.

૨૨૭. બીજાને વહેંચીને જે મનુષ્ય આહાર કરે છે તેને ભૂખ નામનો ભૂંડો રોગ.

કદી લાગુ પડતો નથી.

૨૨૮. નિષ્ઠુર હૃદયના લોકો સંપત્તિનો સંગ્રહ કરી
તેનો નાશ કરે છે: અન્યને
આપવામાંથી મળતો આનંદ તેમણે કદી નહીં
ચાખ્યો હોય!

૨૨૯. કંજૂસે પોતાને માટે સંગ્રહેલું ભોજન ભિખારીની
રોટીના ટુકડા કરતાં પણ
વધારે ભૂંડું છે.

૨૩૦. મૃત્યુ
જેવું અકારું કશું નથી: પણ દાન માટે હાથ લંબાવનારની
પાસે કાંઈ
જ નથી હોતું ત્યારે મૃત્યુ પણ મધુરું લાગે છે.

૨૮
કુરળ

## પ્રકરણ ૨૪
## યશ

૨૩૧. ગરીબોને આપો અને તમારા નામના મહિમામાં
કીર્તિનું પીછું ઉમેરો:

મનુષ્ય માટે આ કરતાં બીજો મોટો લાભ એકે ય નથી.
૨૩૨. ગરીબોને જે દાન કરે છે તેમના જ ગુણગાન સર્વની જીભ ઉપર રમે છે. ૨૩૩. પૃથ્વી પરથી બીજી તમામ વસ્તુઓ નાશ પામે છે, પણ માનવજાતના
ઇતિહાસમાં જેમની સિદ્ધિઓ અપૂર્વ છે એવા મહાપુરુષોની કીર્તિ
અજરઅમર છે.
૨૩૪. ચિરંજીવ વિશ્વવ્યાપી યશ પ્રાપ્ત કરનારનો મહિમા કરો :

સ્વર્ગના દેવતાઓ
સાધુ–સંતો કરતાં પણ તેમને વિશેષ પસંદ કરે છે.
૨૩૫. કીર્તિ અને ભવ્યતા અર્પતું મૃત્યુ તો બીજા કોને મળે? માત્ર આત્મવાન
પુરુષો જ એ સિદ્ધ કરી શકે છે.
૨૩૬. આ સંસારમાં આવીને મનુષ્યે કીર્તિ અને ગૌરવ મેળવવાનો પુરુષાર્થ
કરવો જોઈએ. આ જન્મ ધરીને જે એ નથી કરી શક્યા તેઓ જન્મ્યા
જ ન હોત તો વધારે સારું હતું.
૨૩૭. જે લોકો સ્વતઃ દોષમુક્ત નથી

તેઓ પોતાની જાત પર રોષ કરતા નથી:
શા માટે તેઓ તેમના નિન્દક પ્રત્યે રોષ કરતા હશે?

૨૩૮. કીર્તિરૂપી જીવન જેમણે પ્રાપ્ત કર્યું નથી તેમનું જીવન શરમરૂપ છે.

૨૩૯. લજ્જાળુ લોકોનાં પગલાંથી ચંપાયેલી ધરતીનો વિચાર કરો: ભૂતકાળમાં
ભલે એ સમૃદ્ધ હોય તો પણ એક દિવસ એ સદંતર દરિદ્રતામાં લય પામવાની.

૨૪૦. નિષ્કલંક રીતે જીવન જીવનાર જ સાચું જીવન જીવે છે
જીવનાર જ મૃત્યુ પામે છે.

: કીર્તિવિહોણું જીવન

# વિભાગ ૨

## તપસ્વી જીવન

### પેટા વિભાગ અ : સાધના : વ્રત

### પ્રકરણ ૨૫

### દયા

૨૪૧. દયાથી ઉભરાતું હૃદય એ જ મુખ્ય સંપત્તિ છે:
ભૌતિક સમૃદ્ધિ તો નીચ:

માણસો પાસે પણ હોય છે.

૨૪૨. સન્માર્ગે ચાલો અને દયાળુ
થતાં શીખો : અન્ય ધર્મોના ઉપદેશો જોશો
તો જણાશે કે દયા જ મુક્તિ અપાવે છે.

૨૪૩. દયાળુ હૃદયવાળાઓને અંધકાર અને કટુતાભર્યાં
જગતમાં જવું પડતું નથી. ૨૪૪. પ્રાણીમાત્ર પ્રત્યે માયાળુ
અને દયાળુ વર્તન રાખનારની પાછળ આત્મા
થરથર કંપે એવાં કર્મફળ આવતાં નથી.

૨૪૫. દયાળુને ક્લેશ કદી સ્પર્શતો નથી : ભરપૂર વાયુથી
વીંટળાયેલી વસુંધરા
એ વાતની સાક્ષી પૂરે છે.

૨૪૬. દયાધર્મ તજી દેનાર અને પાપકર્મ કરનાર વિશે
શાણા પુરુષો કહે છે
કે ગત જન્મોમાં દયાધર્મ પ્રત્યે બેદરકારી રાખવા બદલ
ભયંકર દુઃખો સહન
કરવાં પડ્યાં છે, છતાં એ બોધપાઠ વીસરી ગયો છે.

૨૪૭. નિર્ધન માટે જેમ આ જગત નથી, તેમ દયાહીન માટે
પરલોક નથી. ૨૪૮. ધનહીન મનુષ્ય સમૃદ્ધિવાન બને તેવો
સંભવ છે : પણ દયાહીન ખરેખર

દરિદ્રી હોઈ એમનો દિવસ ફરતો નથી.

૨૪૯. વ્યગ્ર ચિત્તવાળા માટે જેમ સત્યનું દર્શન કરવું મુશ્કેલ છે, તેમ કઠોર
હૃદયવાળા માટે સત્કર્મો થવાં કઠણ છે.

૨૫૦. જ્યારે તને નબળાને પીડવાનું મન થાય ત્યારે અધિક બળવાન આગળ ભયથી
કંપતાં તને અંદરથી કેવું લાગતું હતું તે યાદ કરજે.

30

કુરળ

## પ્રકરણ ૨૬

# નિરામિષ આહાર

૨૫૧. પોતે તગડા થવા માટે જે અન્યનું માંસ ખાતો હોય તે દયાની લાગણી
કેવી રીતે અનુભવી શકે?

૨૫૨. ઉડાઉના હાથમાં સમૃદ્ધિનો સંચય થતો નથી: તેવી રીતે માંસાહારીના
હૃદયમાં દયા જોવા મળતી નથી.

૨૫૩. માંસભક્ષી મનુષ્યનું હૃદય પોલાદથી વીંટળાયું

હોઈ શુભ તરફ
વળતું નથી.
૨૫૪. પશુઓની હત્યા કરવી એ નિઃસંદેહ નિષ્ઠુરતા છે: તેમના માંસનો આહાર
કરવો એ ખરેખર પાપ છે.
૨૫૫. નિરામિષ ભોજન એ જીવન છે. જો તું માંસાહારી હોઈશ તો નરકનો
ખાડો તને બહાર કાઢવા માટે મોં ખોલશે નહીં.
૨૫૬. જગત જો માંસાહારની ઇચ્છા ન કરે, તો વેચનારું પણ કોઈ ન રહે. ૨૫૭. અન્ય જીવંત પ્રાણીઓને ભોગવવી પડતી મનોયાતનાનો મનુષ્યને ખ્યાલ
આવે તો તે માંસ ખાવાનો વિચાર નહીં કરે.
૨૫૮. માયા અને અજ્ઞાનના બંધનમાંથી બચી જનાર લોકો નિર્જીવ પ્રાણીનું
માંસ ખાતા નથી
૨૫૯. હત્યા અને જીવતાં પ્રાણીઓના આહારથી અળગા રહેવું એ યજ્ઞમાં હજાર
આહુતિઓ હોમવા કરતાં શ્રેષ્ઠતર છે.
૨૬૦. અહિંસક અને નિરામિષ વ્યક્તિનો મહિમા કરો:

જગતના તમામ લોકો
એનું અભિવાદન કરશે.

તપ
૩૧

## પ્રકરણ ૨૭

## તપ

૨૬૧. યાતનાઓને ધીરજપૂર્વક સહન કરવી અને જીવહિંસા ન કરવી, એમાં સમગ્ર
તપનો સમાવેશ થઈ જાય છે.

૨૬૨. પૂર્વજન્મોમાં તપ દ્વારા યોગ્યતા પ્રાપ્ત કરી હોય તે જ તપ કરી શકે:
અન્ય માટે તપશ્ચર્યા કરવી લાભકર્તા નથી.

૨૬૩. તપસ્વીઓની ચાકરી કરનાર અને તેમને ખવડાવનાર લોકો જોઈએ, એ
કારણે બાકીના લોકો તપ પ્રત્યે બેદરકાર બન્યા છે?

૨૬૪. તમે શત્રુઓનો નાશ અને તમને ચાહનારની ઉન્નતિ
રાખજો કે એ શક્તિ તપમાં જ રહેલી છે.

ઇચ્છતા હો તો ખ્યાલમાં ૨૬૫.

તપ સકળ કામનાઓ પૂર્ણ કરે છે: એ કારણે લોકો તપ
કરવા પુરુષાર્થ
કરે છે.

૨૬૬. તપશ્ચર્યા કરનાર જ આત્મહિત સાધે છે: અન્ય લોકો
ઇચ્છાની ઝંઝટોમાં
સપડાઈ પોતાનું જ અહિત કરે છે.

૨૬૭. સુવર્ણ જેટલું
તપે તેટલો તેનામાં ચળકાટ આવે છે: તેવી રીતે તપશ્ચર્યામાં
આકરી યાતનાઓ સહન કરનાર તપસ્વીની પ્રકૃતિ
વિશુદ્ધ બને છે.

૨૬૮. પોતાના પર પ્રભુત્વ મેળવનારને સૌ પૂજે છે.

૨૬૯. તપશ્ચર્યા દ્વારા શક્તિ હાંસલ કરનાર
વ્યક્તિ મૃત્યુ પર વિજય મેળવવામાં
પણ સફળ થઈ શકે.

૨૭૦. કામનાવાળાઓની સંખ્યા જગતમાં ઘણી છે, કારણ કે
તપ કરનારા જૂજ
છે અને નહીં કરનારની સંખ્યા અધિક છે.

## પ્રકરણ ૨૮

## દંભ

૨૭૧. દંભીનો દંભ જોઈને પંચતત્ત્વો આપસઆપસમાં હસે છે.

૨૭૨. હૃદયમાં દુષ્ટતા હોય અને તેનો પોતાને ખ્યાલ હોય પછી ફરઆબ કરવાનો
શો અર્થ ?

૨૭૩. પોતાના પર પ્રભુત્વ ન મેળવનાર વ્યક્તિ તપસ્વીનો વેશ ધારણ કરે છે ત્યારે
વાઘનું ચામડું ઓઢીને ચરતી ગાય જેવો લાગે છે.

૨૭૪. સાધુતાના અંચળા નીચે પાપ કરનાર મનુષ્યથી સાવધ રહેજો : તે ઝાડીમાં
સંતાઈ પક્ષીઓને પકડનાર પારધી જેવો છે.

૨૭૫. ઢોંગી પવિત્રતાનો

ઢોંગ કરે છે અને કહે છે: 'મારા મનોવિકારોનો મેં નાશ
કર્યો છે.' પણ આખરે તો એ દુઃખી થઈ ચીસો
કર્યું', હાય, મેં આ શું કર્યું?'
પાડશે કે 'મેં આ શું

૨૭૬. હૃદયથી ત્યાગી ન હોય પણ ત્યાગી હોવાનો ઢોંગ કરી
જેવો બીજો ખરાબ ધુતારો નથી.
માણસોને છેતરે એના

૨૭૭.

ચણોઠી એક બાજુ દેખાવમાં સુંદર હોય છે, પણ એની બીજી બાજુ કાળી
હોય છે. કેટલાક માણસો પણ તેવા હોય છે: બહારથી ઊજળા અને મનથી મેલા.

૨૭૮. મેલા હૃદયવાળા માણસો ઘણા છે, જે પવિત્ર
અને શિકાર શોધે છે.
ઝરણાંઓમાં સ્નાન કરે છે

૨૭૯. તીર સીધું હોય છે છતાં લોહીનું તરસ્યું હોય છે; વીણા વાંકી છતાં ચોમેર
મધુર સંવાદ વિસ્તારતી હોય છે; માટે મનુષ્યોને એમનાં કાર્યોથી ઓળખો,
દેખાવથી નહીં.

૨૮૦. દુનિયા ઘૃણાની દૃષ્ટિએ જોતી હોય તેવાં કાર્યોથી વેગળા
કે મુંડનની જરૂર નથી.

## પ્રકરણ ૨૯
## છળકપટનો અભાવ

૨૮૧. જે તિરસ્કારપાત્ર બનવા ન માગતા હોય તેમણે છળકપટના વિચારથી

સાવધ રહેવું જોઈએ.

૨૮૨. 'હું મારા પાડોશીને છેતરીને કશુંક પડાવી લઈશ,' આવો વિચાર કરવો

એ પણ પાપ છે.

૨૮૩. કપટથી મેળવેલી સંપત્તિ ફૂલતી-ફાલતી લાગે છે, પણ વાસ્તવમાં તો એ

સદાકાળ માટે શાપિત જ છે.

૨૮૪. લૂંટની વૃત્તિ સમય પાકતાં અનંત દુઃખ પ્રતિ દોરી જાય છે.

૨૮૫. પારકાની સંપત્તિની સ્પૃહા કરનાર અને તે અસાવધ હોય ત્યારે તે લઈ

લેવાની રાહ જોનાર વ્યક્તિથી સાવધ રહો : તે ઈશ્વરની કરુણાનો વિચાર કરતો નથી અને પ્રેમ તેના હૃદયથી વેગળો રહે છે.

૨૮૬. જે લૂંટ કરવા અધીરો બને છે, તે વસ્તુઓની સાચી તુલના કરી શકતો નથી : તે ધર્મને રાહે પણ ચાલતો નથી.

૨૮૭. પાર્થિવ પદાર્થોની પરખ કરીને જેણે હૃદયને દૃઢ બનાવ્યું છે એવા મનુષ્યનો મહિમા કરો : તે પાડોશીને છેતરવાની ભૂલ ક્યારે ય કરતો નથી. ૨૮૮. ચોરના હૃદયમાં જેમ કપટનો વાસ છે તેમ પાર્થિવ વસ્તુઓને ઉચિત રૂપે જોનારના હૃદયમાં ધર્મનો વાસ છે.

૨૮૯. છળ અને કપટનું જ ચિંતન કરનાર મનુષ્ય પ્રત્યે દૃષ્ટિ તો કરો : તે સન્માર્ગ છોડી જશે અને નાશ પામશે.

૨૯૦. જે બીજાને છેતરે છે તે પોતાનાં દેહનો સ્વામી બની શકતો નથી; પણ જે સરળ છે તેઓ સ્વર્ગનો વારસો અચૂકપણે મેળવે છે. ૩૪

## પ્રકરણ ૩૦

## સત્ય

૨૯૧. સચ્ચાઈ શું છે? એ એવી વાણી છે જે અનિષ્ટના
મુક્ત છે.

કલંકથી પૂર્ણપણે ૨૯૨. અસત્ય પણ સત્યનો જ પ્રકાર છે – જો
એમાંથી શુભ નિર્માણ થવાનું હોય તો. ૨૯૩. જેને તમે અસત્ય
જાણતા હો તેને સત્ય તરીકે પકડી ન રાખો : અસત્ય
બોલ્યા પછી તમારું અન્તઃકરણ તમને સન્તાપ
આપશે.

૨૯૪. જેના હૃદયમાં લવલેશ પણ અસત્ય નથી એવા
મનુષ્યનો મહિમા કરો : તે
સર્વના હૃદયમાં શાસન કરે છે.

૨૯૫. સત્યમાં જ જેના હૃદયની નિષ્ઠા છે એવા મનુષ્યનો
મહિમા કરો : એ
તપસ્વી અને દાતા કરતાં મહાન છે.

૨૯૬. આ માણસ અસત્યથી અપરિચિત છે, એવી
નામનાથી મોટી બીજી કોઈ
નામના નથી. આવો મનુષ્ય દેહદમન કર્યાં વિના

કરે છે.

તમામ સદ્‌ગુણ પ્રાપ્ત ૨૯૭. જો મનુષ્ય ક્યારે ય અસત્ય ન બોલે તો અન્ય સદ્‌ગુણો એના માટે
નિષ્પ્રયોજન છે.

૨૯૮. પ્રાણીમાત્ર બાહ્ય શુદ્ધિ કરે છે: હૃદયશુદ્ધિ સત્યનિષ્ઠાથી સિદ્ધ થાય છે. ૨૯૯. મહામના સૌ પ્રકાશને પ્રકાશ નથી ગણતા: સત્યના પ્રકાશને જ તેઓ
સાચી જ્યોતિ તરીકે સ્થાપે છે.

૩૦૦. આ વિશ્વમાં અનેક વસ્તુઓ જોઈ છે: મેં
સત્ય કરતાં ચડિયાતું બીજું કશું જ નથી.

જોયેલી તમામ વસ્તુઓમાં,

## પ્રકરણ ૩૧

# ક્ષમાવૃત્તિ

૩૦૧. પ્રહાર કરવાનું સામર્થ્ય હોય છતાં મનુષ્ય પ્રહાર ન કરે ત્યારે એનામાં

ક્ષમાવૃત્તિ છે એમ કહેવાય : દુર્બળ ક્ષમા કરે તો યે શું ને ન કરે તો યે શું ? ૩૦૨. જ્યારે તમે પ્રતિકાર કરવા અસમર્થ હો ત્યારે ગુસ્સો કરવો અનુચિત છે :

તમારામાં સામર્થ્ય હોય ત્યારે તો ક્રોધથી અનુચિત બીજું કંઈ નથી.

૩૦૩. ગમે તે વ્યક્તિએ તમારો અપરાધ કર્યો હોય,

ક્રોધ ન કરો : ક્રોધ અનેક
 અનર્થોનું મૂળ છે.

૩૦૪. ક્રોધ સ્મિતને હણે છે અને ઉત્સાહને નષ્ટ કરે છે : ક્રોધ કરતાં વિશેષ ઘાતક
 શત્રુ હોઈ શકે ખરો ?

૩૦૫. જો તમે તમારું ભલું ચાહતા હો તો, ક્રોધથી દૂર રહેજો : જો તમે દૂર
 નહીં રહો તો તે તમારી પાસે આવશે અને તમારો વિનાશ કરશે.

૩૦૬. ક્રોધ જેની જેની પાસે જાય છે
તેનો વિનાશ કરે છે : એનું સંવર્ધન
 કરનાર કુળને પણ એ ભસ્મીભૂત કરે છે.

૩૦૭. મહામૂલી વસ્તુની જેમ જે ક્રોધનું જતન કરે છે તે જમીન પર મૂઠી
 અફળાવનાર મનુષ્ય જેવો છે : હાથને ઇજા થયા વિના રહેતી નથી, ને
 ક્રોધ કરનારનો નાશ થયા વગર રહેતો નથી.

૩૦૮. તમારાં દુષ્કૃત્યો સહસ્ર શિખાઓવાળા અગ્નિની જેમ બળતાં હોય ત્યારે

પણ તમે ક્રોધમુક્ત રહો એ ઇષ્ટ છે.

૩૦૯. મનુષ્ય જો એના હૃદયમાંથી ક્રોધને દેશવટો દેશે તો એની સકળ ઇચ્છાઓ

તત્કાળ પૂર્ણ થશે.

૩૧૦. ક્રોધથી પરાભૂત થાય છે તે મરેલા જેવો છે : ક્રોધને તિલાંજલિ આપે છે

એ સંત જેવો છે.

-

૩૬

કુરળ

## પ્રકરણ ૩૨
## હાનિ ન પહોંચાડવી

૩૧૧. જે મનુષ્ય હૃદયનો પવિત્ર છે તે રાજાનું રાજ્ય મળતું હશે તો પણ

અન્યને હાનિ પહોંચાડશે નહીં.

૩૧૨. ધિક્કારથી પ્રેરાઈને બીજાએ હાનિ પહોંચાડી હશે તો પણ નિર્મળ હૃદયનો

મનુષ્ય તેને સામી હાનિ પહોંચાડશે નહીં.

૩૧૩. અકારણ હાનિ પહોંચાડી હોય એવા મનુષ્યને પણ હાનિ ન પહોંચાડો;

એવું કરશો તો જેનું નિવારણ ન થઈ શકે એવી આપત્તિ તમે વહોરી લેશો. ૩૧૪. હાનિ પહોંચાડનારને મનુષ્ય શી રીતે શિક્ષા કરશે ? એ ભલે એનું શુભ જ

ચિંતવે અને એ વ્યક્તિને મનોમન શરમિન્દી બનાવે.

૩૧૫. બીજાને થતું દુઃખ એટલી જ તીવ્રતાથી જે ન અનુભવે અને અન્યને દુઃખ

આપવાથી અળગો ન રહે તેની બુદ્ધિ શા કામની?

૩૧૬. મનુષ્યને જ્યારે એકાદ પીડાનો અનુભવ થાય ત્યારે એવી પીડા બીજાને ન

કરવાનો સંકલ્પ કરે.

૩૧૭.
જાણીજોઈને તમે કોઈને ક્યારે ય અને કોઈ પણ માત્રામાં હાનિ ન પહોંચાડો.

તો એ મોટી વાત છે.

૩૧૮. પીડા શું છે એનો જેણે અનુભવ કર્યો છે તે અન્યને પીડા થાય એવું શી

રીતે કરી શકે?

૩૧૯. મનુષ્ય જો બપોર પહેલાં પોતાના પાડોશીને હાનિ પહોંચાડે, તો બપોર

પછી પીડા આપમેળે જ એના આંગણામાં આવીને ઊભી રહે છે.

૩૨૦. બૂરું કરનારના શિર પર બધી જ આપત્તિઓ ધૂમરીઓ ખાઈને પાછી ફરે

છે: એટલે જે લોકો અનિષ્ટમાંથી ઊગરવા માગે મુક્ત રહે.

છે તેઓ કુકર્મોથી. અહિંસા

૩૭

# પ્રકરણ ૩૩
# અહિંસા

૩૨૧. અહિંસા સર્વોત્તમ સદ્ગુણ છે; હિંસાની સાથે આરંભાય છે તમામ

પાપોની વણજાર.

૩૨૨. ભૂખ્યાને જમાડીને જમો; અને હિંસા ન કરો; બધા જ ધર્મગોપ્તાઓની બધી

જ આજ્ઞાઓમાં આ સર્વશ્રેષ્ઠ છે.

૩૨૩. અજોડ સદ્‌ગુણ અહિંસા છે; સત્યનું સ્થાન પણ અહિંસા પછી જ આવે છે.

૩૨૪. સન્માર્ગ કોને કહેવો ? સૂક્ષ્મમાં સૂક્ષ્મ જીવને પણ ઉગારવાનો વિચાર
પ્રેરે તેને.

૩૨૫. વિવિધ પ્રકારનાં અનિષ્ટોથી ડરીને ચાલનારા ત્યાગીઓમાં જે હિંસાથી
ડરીને ચાલે છે અને જીવનનો આદર કરે છે એ શ્રેષ્ઠ છે.

૩૨૬. અહિંસાવ્રતની પ્રતિજ્ઞા કરનારનો મહિમા કરો.
સર્વભક્ષી કાળ પણ એના
આયુષ્ય પર આક્રમણ કરી શકતો નથી.

/૩૨૭.
V

<u>પ્રાણ સર્વને પ્રિય છે. એટલે પોતાના પ્રાણને બચાવવા માટે અન્ય જીવોનો પ્રાણ હરી ન લેતા.</u>

૩૨૮. યજ્ઞો કરવાથી મનુષ્યને અનેક પ્રકારનાં સુખ મળે એવું ભલે કહેવાય, પણ
પવિત્ર હૃદયવાળો મનુષ્ય હિંસા દ્વારા પ્રાપ્ત થયેલ આશીર્વાદોને ઘૃણાસ્પદ

લેખે છે.

૩૨૯. વિવેકશીલ પુરુષની દૃષ્ટિએ હિંસા કરીને જીવનાર લોકો શબનું માંસ
ખાનાર જેવા છે.

૩૩૦ જેનું દુર્ગન્ધયુક્ત શરીર
નિરંતર દૂઝતા વ્રણોથી પિડાતું હોય એવા ભિખારી
તરફ નજર તો કરો: એણે ગત જીવનમાં નિર્દોષોનું લોહી વહેવડાવ્યું હશે
એમ જ્ઞાનીઓ કહે છે.

૩૮

કુરળ

## પેટા વિભાગ ચ: જ્ઞાન

### પ્રકરણ ૩૪

### સંસારની અસારતા

૩૩૧. ક્ષણિક પદાર્થોને શાશ્વત માની લેવા જેવી મૂર્ખતા બીજી કોઈ નથી. ૩૩૨. આંજી નાખે તેવી સંપત્તિ, રમત જોવા ભેગી થયેલી મેદનીની જેમ આવે
છે અને રમત પૂરી થતાં મેદની જેમ વિખરાઈ

પણ અદૃશ્ય થઈ જાય છે.

જાય છે, તેમ સંપત્તિ ૩૩૩. સંપત્તિ નશ્વર છે:

કરવામાં વિલંબ ન

જો તમે સંપત્તિવાન થયા હો તો ચિરકલ્યાણકારી કાર્યો ૩૩૪.

કરતા.

કાળ નિરુપદ્રવી લાગે છે, પણ વસ્તુતઃ તે કરવત

જીવનને નિરંતર વહેર્યા કરે છે.

જેવો છે, અને મનુષ્યના ૩૩૫. જીભને પક્ષઘાત થઈ જાય અને

કાર્યોનો આરંભ કરી દો.

શ્વાસ રૂંધાય તે પહેલાં વિનાવિલંબે મંગળ ૩૩૬.

ગઈ કાલે જે હતો

તે આજે નથી: જગતનું આ એક મહદ્ આશ્ચર્ય છે. ૩૩૭.

આવતી ક્ષણે મનુષ્ય જીવતો જ હશે એ નિશ્ચિત નથી, છતાં

એ કરોડો

તરંગો કરે છે.

૩૩૮. પક્ષીનું બચ્ચું ઈંડાના તૂટેલા કોચલાને છોડીને

અને દેહ વચ્ચેના પ્રેમનું એ પ્રતીક છે.

ઊડી જાય છે: આત્મા ૩૩૯. મૃત્યુ નિદ્રા

જેવું છે, અને જીવન નિદ્રા પછીની જાગૃતિ જેવું છે.

આ ક્ષુદ્ર શરીરમાં આશ્રય લેવાની આત્મા શા માટે
એને પોતાનો શાશ્વત નિવાસ નહીં હોય ?

ઇચ્છા કરતો હશે ? શું

ત્યાગ

૩૯

પ્રકરણ ૩૫

## ત્યાગ

૩૪૧. જેમ જેમ મનુષ્ય સાંસારિક વસ્તુઓનો ત્યાગ કરતો
જાય છે તેમ તેમ તેને

લગતી વ્યાધિઓમાંથી પણ તે મુક્ત થાય છે.

૩૪૨. આનંદ જોઈતો હોય તો નિઃસંગ બની જાઓ : સર્વ સંગ પરિત્યાગ કરવાથી

અપાર આનંદ મળશે.

૩૪૩. પંચેન્દ્રિયનું દમન કરો અને જેમાં જેમાં તમને મજા આવતી હોય તેનો

સંગ સદંતર છોડી દો.

૩૪૪. અપરિગ્રહવ્રત એ જ મનુષ્યનું ખરું વ્રત છે. એક પણ વસ્તુનો પરિગ્રહ

ફરીથી તેને જાળમાં ફસાવી દે છે.

૩૪૫. જન્મ–મરણના ફેરાનો
અંત લાવવાનું નક્કી કર્યું હોય તેઓ માટે દેહ પણ

ભારરૂપ બની જાય છે. તો પછી બીજાં તો કેટલાં બધાં બંધનો છે ?

૩૪૬. ' હું ' અને ' મારા 'નો ભાવ માયા અને મિથ્યા ગર્વ નથી તો શું છે ?

જે એનું
દમન કરે છે તે સ્વર્ગ કરતાં પણ ઊંચા લોકમાં પ્રવેશે છે.

૩૪૭. જે મનુષ્ય આસક્તિઓને વળગી રહે છે તેનો
વિચાર કરો: મનોયાતના

અને વિષાદ તેને ગ્રસી લેશે.

૩૪૮. જેમણે સંપૂર્ણ
ત્યાગ કરી દીધો છે, તેઓ નિર્વાણના પંથ પર છે. બાકીનાં

બધાં માયાજાળમાં જકડાયેલાં છે.

૩૪૯. જે ક્ષણે આસક્તિઓનો લોપ થાય છે તે જ ક્ષણે
જન્મ–મરણનું ચક્ર થંભી

જાય છે:
જે આસક્તિમાં રહે છે એ આ ફેરામાં ફરતો જ રહે છે.

૩૫૦. બધી જ આસક્તિઓ પર વિજય
મેળવ્યો છે એવા પરમાત્મા પ્રત્યે

આસક્તિ રાખો: એનામાં જ હૃદયને સંલગ્ન કરો
જેથી તમારાં તમામ

બંધનો છૂટી જાય.

## પ્રકરણ ૩૬

# સત્યનો સાક્ષાત્કાર

૩૫૧. સારભૂત વસ્તુ છોડીને અસાર વસ્તુને સત્ય માની બેસનારાઓનો વિચાર
કરો : એથી આત્માને આ દુઃખમય સંસારમાં વારંવાર આવવું પડે છે.

૩૫૨. જે મોહનિર્મુક્ત છે અને જેની દૃષ્ટિ નિરભ્ર અને નિર્મળ છે તેની પાસે
અંધકાર ટકતો નથી; આનંદ તેનું સાન્નિધ્ય શોધે છે.

૩૫૩. જેનો સંશય ટળી ગયો છે અને જેને સત્યનો સાક્ષાત્કાર થયો છે એવા
મનુષ્યનો મહિમા કરો : પૃથ્વી કરતાં સ્વર્ગ તેની વધુ નજીક છે.

૩૫૪. માનવ દેહ પ્રાપ્ત થયા પછી જો સત્યનો સાક્ષાત્કાર ન થાય, તો આ રત્ન-
ચિંતામણિ જન્મનો શો અર્થ ?

૩૫૫. શાણાની સમજણ પ્રત્યેક વસ્તુમાં સત્ય અને અસત્યનો વિવેક કરે છે,

પછી ભલે એ વસ્તુ કોઈ પણ પ્રકારની હોય.

૩૫૬. જેણે ઊંડું અધ્યયન કર્યું છે અને સત્યનો સાક્ષાત્કાર કર્યો છે એવા

મનુષ્યનો મહિમા કરો : પુનઃ આ સંસારમાં દોરી જાય એવા માર્ગ પર

એ ક્યારેય પગલાં નહીં માંડે.

૩૫૭. જેણે મનન-ચિંતન કરીને સત્ય પ્રાપ્ત કર્યું છે, તેને ભવિષ્યના જન્મોનો

વિચાર કરવાનો રહેતો નથી.

૩૫૮. સત્પુરુષો જન્મ-મરણના ફેરામાંથી ઊગરી જવા પૂર્ણતા અને સત્યને

મેળવવાનો પુરુષાર્થ કરે છે.

૩૫૯. આત્મોદ્ધાર માટેનાં સાધનોની જેને સમજ છે અને જે સર્વ પ્રકારની

આસક્તિ પર વિજય મેળવવા પુરુષાર્થ કરે છે એવા મનુષ્યનો મહિમા

કરો : એના ભાગ્યમાં લખાયેલી પીડાઓ એને

ભોગવવી પડતી નથી.

૩૬૦. જેણે ઇચ્છા, ક્રોધ અને મોહ એ ત્રણે દૂષણો પર વિજય મેળવ્યો છે

તેની સઘળી વિટંબણાઓનો અંત આવે છે.



## પ્રકરણ ૩૭

# વાસનાનો ક્ષય

૩૬૧. વાસના પ્રત્યેક આત્મામાં પોતાનું બીજ રોપે છે. એનો અમોઘ પાક એટલે

જન્મ–મરણનો ચકરાવો.

૩૬૨. તમારે કશા માટે પણ ઝૂરવું હોય, તો જન્મ–મરણના ચકરાવામાંથી મુક્તિ

મળે એ માટે ઝૂરો : ઝૂરવાની વૃત્તિ પર વિજય મેળવશો એટલે મુક્તિ મળશે.

૩૬૩. વાસનાનો ત્યાગ : આ વિશ્વમાં કે તેની પેલે

પાર એના જેવી કોઈ
સંપત્તિ નથી.

૩૬૪. પવિત્રતા એટલે વાસનામુક્તિ: પૂર્ણ સત્ય માટેની અભિપ્સાથી મુક્તિ પ્રાપ્ત
થઈ શકે છે.

૩૬૫. તૃષ્ણા પર વિજય મેળવ્યો હોય તેઓ જ મુક્તાત્માઓ છે: બીજાંઓ
મુક્ત દેખાય છે, પણ ખરેખર તો તેઓ કારાવાસમાં છે.

૩૬૬. તમે જો ધર્મને ચાહતા હો તો વાસનામાંથી મુક્ત થઈ જાવ: વાસના
એટલે બન્ધન અને નિરાશા.

૩૬૭. મનુષ્ય વાસનાનું સર્વથા દમન કરશે તો મુક્તિ એની આજ્ઞા અનુસાર
ચાલી આવશે.

૩૬૮. વાસનામુક્તને દુઃખ નથી: પણ વ્યગ્ર બની પદાર્થોને તલસે છે તેના પર

દુઃખની પરંપરા ઊતરી આવે છે.

૩૬૯. વાસના એટલે સર્વથી મોટી આપત્તિ. એનો જે નાશ કરે છે, તે આ
જીવનમાં જ શાશ્વત આનંદ પ્રાપ્ત કરે છે.

૩૭૦. વાસના ક્યારેય તૃપ્ત થતી નથી. પણ મનુષ્ય જો એને સંપૂર્ણપણે તજી દે
તો તે જ ક્ષણે તે પરિતૃપ્ત બને છે.

* * *

૪૨

કુરળ

## પ્રકરણ ૩૮
## પ્રારબ્ધ

૩૭૧. પ્રારબ્ધનાં પગલાં નજીક આવતાં સંભળાય ત્યારે મનુષ્ય કૃતનિશ્ચયી બને
છે. પણ એ પગલાં ધીરે ધીરે ડૂબતાં લાગે ત્યારે એ પ્રમાદી બને છે. ૩૭૨. દુર્દૈવ મનની શક્તિઓને મન્દ કરે

છે, પણ જ્યારે પ્રારબ્ધની કૃપા થવાની
હોય ત્યારે તેની પ્રજ્ઞા વિસ્તરવા માંડે છે.

૩૭૩. દૈવ વંકાય છે ત્યારે આદિમ અંધકાર સામ્રાજ્ય જમાવી બેસે છે: પછી
વિદ્યા અને મર્મજ્ઞતા શા કામમાં આવે ?

૩૭૪. જગતના પરસ્પરવિરોધી એવા બે ભાગ પડે છે: એક પક્ષે યશસ્વી
જીવન અને બીજે પક્ષે સાધુતામય જીવન.

૩૭૫. જ્યારે કાળ પ્રતિકૂળ હોય ત્યારે મંગળકારી વસ્તુઓ પણ અમંગળ બને
છે, અને કાળ અનુકૂળ હોય ત્યારે અમંગળ વસ્તુઓ મંગળકારી બને છે. ૩૭૬. તમે ગમે તેટલી કાળજી રાખશો તો પણ પ્રારબ્ધને મંજૂર નહીં હોય
તે નહીં સચવાય: પણ તમારા પ્રારબ્ધમાં હશે તો તમે એને જાણીજોઈને
ફેંકી દેશો તો પણ તમારી પાસેથી જશે નહીં.

૩૭૭. જગન્નિયંતાની આજ્ઞાઓ વિરુદ્ધ કરોડાધિપતિ પણ પોતાની સંપત્તિનો
ઉપભોગ કરી શકતો નથી.

૩૭૮. દરિદ્રતાથી ત્રસ્ત લોકો પોતાનાં હૃદય વૈરાગ્ય તરફ વાળવાના : પણ જે દુઃખો
તેમના ભાગ્યમાં લખાયાં હશે એ તો એમણે ભોગવવાં જ પડશે.

૩૭૯. શુભનાં પગલાં થાય અને માનવીઓ ઉત્સવ ઊજવે છે : તો પછી અશુભના
આગમનથી તેઓ દુઃખી કેમ થતા હશે ?

૩૮૦. પ્રારબ્ધ કરતાં બળવાન બીજું શું છે ? એનો ભોગ બનેલાં મનુષ્ય પણ
એને મહાત કરવા મનન કરે છે. પણ પ્રારબ્ધ એની ગણતરીઓ ખોટી
પાડી તેને નીચે પછાડે છે.

## ખંડ ૨

# સંપત્તિ

# વિભાગ ૧

## રાજવી

## પ્રકરણ ૩૯

## રાજવીના ગુણ

૩/૧. જે રાજવી પાસે વિનોદ, લશ્કર, વસતિ, મંત્રીઓ, વિદેશી સત્તાઓ સાથે સંબંધ અને કિલ્લેબંધીની વ્યવસ્થા છે, તે રાજવીઓમાં સિંહ છે. ૩૮૨. રાજવીમાં ચાર ગુણો આવશ્યક : સાહસ, ઔદાર્ય, વિચક્ષણતા અને સામર્થ્ય..

૩/૩. પૃથ્વીનું શાસન કરવા જન્મ્યા છે એવા મનુષ્યનો મહિમા કરો : તેઓ ત્રણ સદ્ગુણોથી યુક્ત હોય છે : જાગૃતિ, અભ્યાસ અને શીઘ્ર નિર્ણયશક્તિ.

૩૮૪. રાજવી સદ્ગુણમાં અમોઘ હશે, અધર્મને ઉન્મૂલ કરશે, સજાગપણે પ્રતિષ્ઠાનું

રક્ષણ કરશે પણ શૌર્યના નિયમો ઉલ્લંઘવાનું પાપ

નહીં કરે. ૩/૫. રાજવીએ રાજ્યનાં આવકનાં સાધનો કેમ
વિકસાવવાં અને રત્નરાશિને કેમ

સમૃદ્ધ કરવો તે જાણવું જોઈએ: તેની પાસે
સંપત્તિને જાળવવાની અને

ખર્ચવાની કળા પણ હોવી જોઈએ.

૩/૬. જેને રાજ્યની સમસ્ત પ્રજા મળી શકે
છે, અને જેની વાણી કઠોર નથી

એવા રાજવીનો મહિમા કરો:
એના રાજ્યની કીર્તિ નવે ખંડમાં પ્રસરે છે. ૩/૭. અનુકંપાશીલ
હૃદયે આપનાર અને પ્રેમપૂર્વક શાસન કરનાર રાજવીનો

મહિમા કરો: તેની કીર્તિથી પૃથ્વી છવાઈ જશે
અને એ મનવાંછિત વિજયો મેળવશે.

૩૮૮. નિષ્પક્ષ રહી ન્યાય આપનાર અને પ્રજાનું રક્ષણ
કરનાર રાજવીનો મહિમા

કરો: મનુષ્યોમાં એ દેવ લેખાશે.
૩૮૯. કાનને અપ્રિય એવા શબ્દો સહન કરવાના સદ્‌ગુણથી યુક્ત

રાજવીનો મહિમા

કરો : એની પ્રજા ક્યારેય એની છત્રછાયા નહીં છોડે.
૩૯૦.

જે રાજવી ઉદાર, કૃપાવંત, ન્યાયી અને પ્રજાનું કાળજીપૂર્વક
હોય તેનો મહિમા કરો : રાજવીઓમાં તે જ્યોતિર્મય છે.

જતન કરતો

:૪૬

કુરળ

## પ્રકરણ ૪૦
# વિદ્યા

૩૯૧. ઇષ્ટ જ્ઞાન સંપૂર્ણપણે મેળવો, અને મેળવ્યા પછી એ પ્રમાણે આચરણ કરો.

૩૯૨. મનુષ્યનાં સાચાં ચક્ષુ બે : અંકજ્ઞાન અને અક્ષરજ્ઞાન.

૩૯૩. વિદ્યાવંતને જ ચક્ષુ હોય છે : વિદ્યાવિહીનને

ચહેરામાં એ બાકોરાં હોય છે
એટલું જ.

૩૯૪. વિદ્વાનોનું મિલન આનંદપર્વ છે, પણ જ્યારે વિદાયની ઘડી આવે છે
ત્યારે તેમનાં હૃદય ચિંતામગ્ન બને છે.

૩૯૫. યાચક જેમ ધનિક પાસે દીન બને, એમ વિદ્યા મેળવવા માટે ગુરૂ પાસે
દીન બનો: મનુષ્યોમાં જે સૌથી ઊતરતી કક્ષાના છે તેઓ જ વિદ્યા શીખવાની ના પાડે છે.

૩૯૬. જ્ઞાન એ વેળુમાંના વીરડા જેવું છે: જેમ વધારે ખોદો તેમ અધિક સ્વચ્છ
અને ઉત્કૃષ્ટ પાણીની સરવાણીઓ ફૂટવાની.

૩૯૭. વિદ્વાનોને તો સર્વત્ર ઘર છે અને પ્રત્યેક પ્રદેશ જન્મભૂમિ છે: તો પછી
મૃત્યુ પર્યન્ત મનુષ્ય શિક્ષણ પ્રત્યે કેમ ઉદાસ રહેતો હશે?

૩૯૮. આ જન્મમાં મેળવેલી વિદ્યા સાત જન્મ સુધી મનુષ્યને શ્રેષ્ઠતા અપાવશે.

૩૯૯. વિદ્વાન મનુષ્ય એ સમજે છે કે જે વિદ્યા એને

આનંદ આપે છે તે
શ્રોતાઓને પણ આનંદિત કરે છે : આ કારણે
તો એ વિદ્યાને અધિક
પ્રેમ કરે છે.

૪૦૦. જ્ઞાનસંપત્તિ એ મનુષ્યનો અનશ્વર અને નિષ્કલંક
રત્નરાશિ છે : એની આગળ
બીજી સંપત્તિ તુચ્છ છે.



## પ્રકરણ ૪૧
## શિક્ષણ પ્રત્યે બેદરકારી

૪૦૧. વિપુલ જ્ઞાન વિના ઊંચા આસને ચડવું એ શેતરંજ
વિના પ્યાદાં રમાડવા
જેવું છે.

૪૦૨. જ્ઞાન વિના પોતાને વક્તા કહેવડાવવાની
ઇચ્છા રાખનાર મનુષ્ય સામે
જુઓ : એ પુરુષોની પ્રશંસાને પાત્ર બનવા
વિનાની સ્ત્રી જેવો છે.

ઝંખતી સુડોળ સ્તનપ્રદેશ ૪૦૩. વિદ્વાનો સમક્ષ જો મૂર્ખ

મૌન જાળવશે તો તે ડાહ્યામાં ખપશે. ૪૦૪. અશિક્ષિત મનુષ્ય ગમે તેટલો પણ કુશળ હોય, વિદ્વાનો એના અભિપ્રાયને

વજન નહીં આપે.

૪૦૫. શિક્ષણની ઉપેક્ષા કરી પોતે શાણો છે એમ જે માને છે તેવી વ્યક્તિનો

વિચાર કરો : તે જ્યારે સભા સમક્ષ પોતાના હોઠ ખોલશે ત્યારે શરમમાં

મુકાઈ જશે.

૪૦૬. વિદ્યાની ઉપેક્ષા કરનાર, ફસલ ન આપનાર ખરાબાની જમીન જેવો છે.

લોકો એના વિશે એટલું જ કહે છે કે એ જીવે છે.

૪૦૭. જેની બુદ્ધિ ભવ્ય અને સૂક્ષ્મથી ભેદાઈ નથી તે મનુષ્યનો વિચાર કરો :

બાકી માણસનાં રૂપરંગ અને માટીની પૂતળીના સૌંદર્યમાં શો ફરક? ૪૦૮. વિદ્વાન મનુષ્યનું દારિદ્રય કષ્ટદાયક છે, પણ મૂર્ખનું ધન તો એથી પણ

વધારે કષ્ટદાયી છે.

૪૦૯. નીચા કુળમાંથી આવતા વિદ્વાનને જેટલું માન મળે છે

તેટલું ઊંચા કુળમાં

જન્મેલા મૂર્ખને મળતું નથી.

૪૧૦. પશુથી મનુષ્ય જેટલો શ્રેષ્ઠ, તેટલો જ વિદ્વાન વિદ્યાવિહીનથી શ્રેષ્ઠ.





પ્રકરણ ૪૨

## શાણા માણસોની શિખામણ કાને ધરો

૪૧૧. શ્રવણેન્દ્રિય એ પ્રભુની પરમ દેણગી છે: ખરે જ તે તમામ પ્રકારની સંપત્તિમાં મુગટમણિ છે.

૪૧૨. કાનને ભોજન મળતું હોય ત્યાં સુધી પેટના ભોજનનો વિચાર ન કરવો.

૪૧૩. જ્ઞાનની વાણીને જે સાંભળે છે એવા મનુષ્યનો પર વિહરતા દેવો છે.

માહિમા કરો : તેઓ પૃથ્વી

૪૧૪. મનુષ્યે ભલે
સાંભળે જ :

વિદ્યા સંપાદન ન કરી હોય, પણ એ બોધવાણીને તો
આપત્તિઓ એને ઘેરી વળશે ત્યારે એ વાણી જ સહાય કરશે.

૪૧૫ ધર્મિષ્ઠનો ઉપદેશ મજબૂત લાકડી જેવો છે : એ

સાંભળનારને લપસવા
દેતો નથી.

૪૧૬. સદ્દવચનો ભલે થોડાં હોય તો પણ
પણ તમારું ગૌરવ વધારશે.

ધ્યાનથી સાંભળજો : એ થોડાં વચનો

૪૧૭. જેણે ચિંતન-મનનમાં સમય
ધ્યાનપૂર્વક સાંભળીને આચર્યાં

વિતાવ્યો છે અને સત્પુરુષોનાં સુવચનો
છે તે ભૂલથી પણ નિરર્થક વાતો કરતો નથી.

૪૧૮. બોધવચનોથી નહિ ટેવાયેલા કાન સાંભળવાની
બહેરા છે.

ક્રિયા કરતા હોવા છતાં

૪૧૯. શાણાં મનુષ્યોના સૂક્ષ્મ અને અથંગભીર

સંવાદો જેને કાને પડ્યા નથી તે
વાણીની નમ્રતા શી રીતે મેળવવાનો ?

૪૨૦. જે માત્ર જિહ્વાના રસને જ
માણતો નથી, એવો મનુષ્ય જીવે

જાણે છે અને શ્રવણેન્દ્રિયના સ્વાદને
તો પણ શું, અને મરે તો પણ શું ? સમજ

૪૯

## પ્રકરણ ૪૩
## સમજ

૪૨૧. સમજ એ સર્વ આકસ્મિક ઘટનાઓ સામે બખ્તર છે.
દુશ્મનો પણ એ

દુર્ગને ભેદી શકતા નથી.

૪૨૨. મર્યાદાશીલ સમજ ઇન્દ્રિયોના યથેચ્છ વિહારને અટકાવે છે, તેને પાપથી

દૂર રાખે છે અને સન્માર્ગે વાળે છે.

૪૨૩. ગમે તે વ્યક્તિ હોય, એના વક્તવ્યમાંના સારાસારનો વિવેક કરો : સાચી

સમજ એમાં સમાયેલી છે.

૪૨૪. સત્પુરુષ બધાં સમજી શકે તેવું બોલે છે

અને અન્યની વાણીમાંના ગૂઢાર્થને

પણ પામી શકે છે.

૪૨૫. સત્પુરુષ સૌને આકર્ષે છે : એની પ્રજ્ઞા સ્થિત હોય છે : એ ન ક્યારે ય

ઊભરાય છે, ન સંકોચાય છે.

૪૨૬. સંસારના આચારને સમજીને ચાલવું એમાં જ

શાણપણ છે. ૪૨૭. શાણો મનુષ્ય ભવિષ્યમાં શું થવાનું છે

તે જાણી શકે છે, પણ મૂર્ખ

માણસ ભવિષ્યને જોઈ શકતો નથી.

૪૨૮. ભયસ્થાનમાં વિચારશૂન્ય થઈ ધસી 'જંવુ' એ
મૂર્ખતા છે. ભય રાખવા
યોગ્ય વસ્તુઓથી ભય રાખવો એ શાણપણ છે.

૪૨૯. પ્રત્યેક આકસ્મિક ઘટના પરત્વે દૂરદર્શી મનુષ્ય
સજ્જ હોય છે. કંઈ ઊભો
કરે એવા આઘાતનો તેને ક્યારે ય અનુભવ નહીં
થવાનો.

૪૩૦. જેની પાસે સમજ છે તેની પાસે
કંઈ જ નથી.

૪

બધું જ છે ! મૂર્ખ પાસે બધું છે, છતાં

## પ્રકરણ ૪૪
# દોષોનુ નિર્મૂલન

૪૩૧. જે વ્યક્તિ ઘમંડ, ક્રોધ અને ક્ષુદ્રતાથી મુક્ત
ઐશ્વર્યને શોભાવે છે.

છે તેની ગૌરવાઈ તેના ૪૩૨. કૃપણતા, વધુ
દોષરૂપ છે.

પડતો આત્મવિશ્વાસ અને અમર્યાદ સ્વાભિમાન રાજવી માટે

૪૩૩. આત્મપ્રતિષ્ઠા માટે સજાગ લોકો પોતાના રાઈ
જેવડા દોષને પર્વત સમાન

લેખે છે.

૪૩૪. તમારી નિર્બળતાઓ

વિશે સાવધાન રહો : એ શત્રુ વિનાશને રસ્તે દોરી
જાય છે.

૪૩૫. અણધાર્યા સંકટ સામે સાવધ નથી રહેતા એનો વિચાર
કરો : તેઓ અગ્નિનો
તણખો પડતાં ઘાસની ગંજીની માફક લય પામે છે.

૪૩૬.
રાજવી પ્રથમ પોતાના દોષ સુધારે અને પછી બીજાના દોષ
જુએ તો કયું
અનિષ્ટ એની પાસે આવી શકે ?

૪૩૭.

જ્યાં ખર્ચ કરવો જોઈએ ત્યાં હાથ સંકોચનાર કૃપણનો
એનું ધન લજ્જાસ્પદ રીતે નાશ પામવાનું.

વિચાર કરો :

૪૩૮. અતિશય કૃપણતાનો દુર્ગુણ બીજા દુર્ગુણો

સાથે મૂકી શકાય નહીં.

૪૩૯. કશાથી, ક્યારે ય ફુલાઈ ન જશો. તમારું કલ્યાણ ન કરે આચરતા નહીં.

એવું કોઈ દુઃસાહસ

૪૪૦. તમારું અંતઃકરણ આવવા દો : પછી

જેમાં આનંદ અનુભવે છે એનો બીજાને ખ્યાલ ન શત્રુઓના પ્રપંચો નીરર્થક નીવડશે.



# પ્રકરણ ૪૫
# સજ્જનની મૈત્રી

૪૪૧. સદાચારનું આચરણ કરી

જેઓ વયે પહોંચ્યા છે તેમનો આદર કરો અને

તેમનો મૈત્રીભાવ સંપાદન કરો.

૪૪૨. તમારી આપત્તિઓનું નિવારણ કરી શકે અને આવનારી આપત્તિઓ સુરક્ષિત

રાખી શકે એવી વ્યક્તિઓની અગાધ મૈત્રી કેળવો.

૪૪૩. સજ્જનોની પ્રીતિ તમે સંપાદન કરી શકો તો એ પરમ દુર્લભ સદ્‌ભાગ્ય ગણાશે.

૪૪૪. તમારાથી વધુ સુપાત્ર
મિત્રો તમને મળે, તો તમે અપાર શક્તિ મેળવશો.

એની પાસે બીજી તમામ શક્તિઓ ઝાંખી પડી જશે.

૪૪૫. સચિવો જ રાજવીની આંખો છે: તેમની પસંદગી વિવેક અને શાણપણથી

થવી જોઈએ.

૪૪૬. જે સુપાત્ર મિત્રોનો અન્તરંગી છે, એ
મનુષ્યોનો મહિમા કરો: એના શત્રુઓ

એની સમક્ષ શક્તિહીન લાગશે.

૪૪૭. કાન આમળી શકે એવા અધિકારી સાથે જેની મૈત્રી બંધાઈ છે એનો નાશ

કરવા કોણ સમર્થ છે ?

૪૪૮. પોતાને બે શબ્દો કહી શકે, એવા મનુષ્યો પર જેને વિશ્વાસ નથી એવા

રાજવીનો

વિચાર કરો : શત્રુઓ નહીં હોય તો પણ એનો નાશ થશે.

૪૪૯. જેમની પાસે મૂડી નથી તેમને નફો મળતો નથી : તેવી રીતે શાણા માણસોની

દૃઢ સહાય પર જેને વિશ્વાસ નથી એ રાજવીનું આસન સ્થિર નથી.

૪૫૦. સંખ્યાબંધ શત્રુઓ ઊભા કરવા એ મૂર્ખતા છે. પણ સારા સ્નેહસંબંધ તોડી નાખવો એ તો અનેકગણી મૂર્ખતા છે.

માણસો સાથે

પર
કુરળ

## પ્રકરણ ૪૬

# નીચની સંગત ન કરો

૪૫૧. સજ્જનો કુસંગથી ડરે છે; પરંતુ ટૂંકા મનના તેમાં એટલા હળેભળે
છે કે જાણે એક જ કુટુંબના ન હોય!

૪૫૨. જળનો પ્રવાહ જે જમીન પર થઈને વહે છે તેનાં રંગરૂપ ધારણ કરે છે :
તેમ મનને પણ સંગનો રંગ લાગે છે.

૪૫૩. મનુષ્યની સમજ એના મન પર આધારિત છે, પણ તેની પ્રતિષ્ઠાનો આધાર
તેની સંગત પર છે.

૪૫૪. મનુષ્યનો સ્વભાવ એના મનમાં વસતો હોય છે. પણ જેની સાથે તેની

ઊઠ–બેસ હોય છે તેના ઉપરથી જ તેના ખરા

સ્વભાવનો ખ્યાલ આવે છે. ૪૫૫. હૃદયશુદ્ધિ અને કાર્યશુદ્ધિનો આધાર મનુષ્યની સંગશુદ્ધિ પર અવલંબે છે. ૪૫૬. જેનું હૃદય વિશુદ્ધ, તેની સંતતિ પણ વિશુદ્ધ હોય છે: એ રીતે જેને

સજ્જનોનો સંગ હોય એ સમૃદ્ધિના પંથ પર વિહરે

છે. ૪૫૭. શુદ્ધ હૃદય એ મનુષ્યની અમૂલ સંપત્તિ છે:

મનુષ્યને પ્રતિષ્ઠા આપે છે.

સત્પુરુષો સાથેની સંગત

૪૫૮. શાણા લોકો સર્વગુણસંપન્ન હોય તો પણ સજ્જનોની સંગત રાખે છે;

આવી સંગત તેમને પ્રેરણારૂપ છે.

૪૫૯. સદ્‌ગુણ

સ્વર્ગપ્રાપ્તિ કરાવે છે: સત્સંગ મનુષ્યને સત્પથ પર સ્થિર કરે

છે. ૪૬૦. સત્સંગ જેવો મહાન મિત્ર
બીજું કોઈ લાવતું નથી.
તથી, અને કુસંગ જેવી મોટી આપત્તિઓ.



## પ્રકરણ ૪૭
# વિચારીને કાર્ય કરો

૪૬૧. કોઈ પણ કામ શરૂ કરો તે પહેલાં કેટલી મૂડી જોઈએ, નફો કેટલો થશે, ખોટ કેટલી જશે એનું મનન કરો અને પછી જ એ કાર્ય હાથ ધરો.

૪૬૨. જે રાજવી કોઈ પણ સાહસ હાથ ધરતાં પહેલાં નીવડેલ મનુષ્યોની સલાહ લે છે તેના માટે કશું જ અશક્ય નથી.

૪૬૩. કેટલાંક કાર્યો બહુ મોટા લાભનું પ્રલોભન રચે છે,

પણ તેમાં તો મૂળ

મૂડીય ખતમ થઈ જાય છે. શાણાં મનુષ્યો એવાં કાર્ય હાથ ધરતાં નથી. ૪૬૪. બીજા મારો ઉપહાસ કરશે એવો જેને ભય છે તેઓ પૂરેપૂરો વિચાર કર્યા
વિના કોઈ પણ સાહસ હાથ ધરતાં નથી.

૪૬૫. એકેએક વિગતની યોજના કર્યા પહેલાં યુદ્ધ આરંભવું એ ખેડેલી જમીનમાં

શત્રુને વસાવી દેવા જેવું છે.

૪૬૬. કદી ન કરવા જેવી બાબતો આચરવી અને આચરવા જેવી બાબતોનું કદી

આચરણ ન કરવું, એ વિનાશ નોતરવા સમાન છે.

૪૬૭. પૂર્ણ વિચાર કર્યા વિના કોઈ પણ કાર્ય કરવાનો નિર્ણય ન કરો : 'બધું

કર્યા પછી હું વિચારીશ' એવું માનનાર મૂર્ખ છે

૪૬૮. જેનાં કર્મોની ગતિ યોગ્ય માર્ગ પર નથી તેની મદદે અનેક વ્યક્તિઓ

આવે છતાં તેની મહેનત એળે જવાની.

૪૬૯. જો તમે સામા માણસના શીલને અનુકૂળ લાભ નહીં મેળવી આપો તો

ભલું કરવા જતાં પણ ભૂલથાપ ખાશો.

૪૭૦. જે કાર્ય કરવાનો નિર્ણય કરો તે નિંદાથી પર હોવું જોઈએ, કારણ કે

પોતાને ન શોભે એવું કામ કરનારનો જગત ઉપહાસ કરે છે.

૫૪

કુરળ

## પ્રકરણ ૪૮

# શક્તિનો ક્યાસ

૪૭૧. કોઈ પણ સાહસમાં પ્રવૃત્ત થાવ તે પહેલાં તેમાં રહેલી વિટંબણાઓ, શત્રુનું

અને તમારું બળ, તમારા સાથીઓનું બળ, એ બધી બાબતનો બરાબર

તોલ કરવો જોઈએ, અને પછી જ એમાં પ્રવૃત્ત થવું જોઈએ.

૪૭૨. જે રાજવી પોતાના સૈન્યની શક્તિ પિછાણે છે, જાણી લેવા જેવું જાણી
લે છે, પોતાની શક્તિ અને માહિતીની મર્યાદા અતિક્રમતો નથી, તેનું
આક્રમણ કદી નિષ્ફળ જશે નહીં.

૪૭૩. ઘણી મહત્ત્વાકાંક્ષી વ્યક્તિઓ પોતાને પક્ષે કેટલું સામર્થ્ય છે એનો વિચાર
કર્યા વિના આક્રમક લડાઈમાં દોરવાઈ જાય છે, અને અધવચ્ચે જ નાશ
પામે છે.

૪૭૪. સાથી રાષ્ટ્રો સાથે શાણપણથી ન વર્તનાર, પોતાના સામર્થ્યની મર્યાદાઓ
ન જાણનાર અને અહંકારમાં ચકચૂર રહેનારનો સત્વરે નાશ થવાનો.

૪૭૫. ભલે એ મોરપિચ્છ હોય, પણ એનો એકસામટો ભાર ભરો તો ગાડાની
ધરીને ભાંગી નાખશે.

૪૭૬. વૃક્ષની ઉપરની ડાળી પર ગયેલા જો વધારે આગળ જવાની કોશિશ કરશે
તો જિંદગી ગુમાવવાના.

૪૭૭. તમારી સંપત્તિના પ્રમાણમાં દાન કરતા રહો : આવકને જાળવવાનો અને
તેનો વ્યય કરવાનો એ જ ખરો માર્ગ છે.

૪૭૮. જો જાવકના પ્રવાહ પર તમે અંકુશ રાખી શકો, તો આવકનો પ્રવાહ
ઓછો હશે તો ય ચાલશે.

૪૭૯. પોતાની સંપત્તિનું માપ રાખ્યા વિના અમર્યાદ જીવન જીવનાર વૈભવશાળી
થતો હોય એમ લાગે; પણ તેનો નાશ થવાનો અને નામનિશાન રહેવાનું નહીં.

૪૮૦. જે મનુષ્ય પોતાની સંપત્તિનું બરાબર માપ કાઢ્યા વિના બેઉ હાથે ઉડાવતો
જાય છે તેની સંપત્તિનું તળિયું વહેલું દેખાવાનું.

યોગ્ય પળને ઓળખો

# પ્રકરણ ૪૯
# યોગ્ય પળને ઓળખો

૪૮૧.

દિવસે કાગડો ઘુવડ પર વિજય મેળવે છે: એ રીતે
દુશ્મનને મહાત કરવો હોય તો યોગ્ય તકનો જ મહિમા

જ જો રાજવીએ
છે.

૪૮૨. સમયની સાથે કદમ મિલાવી ચાલો: એ રીતે
ભાગ્યની દેવી સાથે તમારો
 સંબંધ દૃઢ રહેશે.

૪૮૩. યોગ્ય સાધનો અને યોગ્ય સમય પારખીને કોઈ પણ
સાહસ કરો, પછી
 તમારા માટે અશક્ય શું છે?

૪૮૪. સમયની પસંદગી અને ઉદ્દેશ બરાબર હશે તો
તમે પૃથ્વી પર વિજય
 મેળવી શકશો.

૪૮૫. વિજયાકાંક્ષી રાજા હલ્લો કરવાનો નિર્ણય કરતાં પહેલાં યોગ્ય સમયની
સ્વસ્થ ચિત્તે રાહ જોશે; નિરર્થક કોલાહલ કે ઉતાવળ કરશે નહીં.

૪૮૬. જોશથી હલ્લો કરતાં પહેલાં મેંઢો જરા પાછો હઠે છે: સામર્થ્યવાનની
નિષ્ક્રિયતા પણ એના જેવી હોય છે.

૪૮૭. શાણો મનુષ્ય તત્કાળ ગુસ્સો પ્રગટ કરતો નથી. તેને પોતાના મનમાં
પ્રજ્વળતો રાખે છે અને યોગ્ય તકની રાહ જુએ છે.

૪૮૮. તમારા પ્રતિપક્ષીઓ તમારા કરતાં અધિક બળવાન હોય ત્યારે નમતું જોખો.
એમની શક્તિનાં વળતાં પાણી હોય ત્યારે આક્રમણ કરો તો સરળતાથી
તેમનો વિધ્વંસ કરી શકશો.

૪૮૯. તમને અસાધારણ તક મળી હોય ત્યારે અવઢવ વિના અશક્ય લાગતી
બાબત માટે પ્રયત્ન આદરી દો.

૪૯૦.

વેળા પ્રતિકૂળ હોય ત્યારે બગલાની જેમ નિષ્ક્રિયતાનો ઢોંગ કરો; અનુકૂળ સમય આવતાં ઝપાટાથી પ્રહાર કરો.

પરંતુ

૫૬
કુરળ

## પ્રકરણ ૫૦
## સ્થાન-પરીક્ષા

૪૯૧. દુશ્મનનાં દળને

ઘેરી વળવાનું યોગ્ય સ્થળ ન મળે ત્યાં સુધી આક્રમણ
શરૂ ન કરતા, અને દુશ્મનની તાકાતને ઓછી
આંકવાની ઘાતક ભૂલ પણ
ન કરતા.

૪૯૨. તમારું લશ્કર અગણિત અને લડવા માટે તત્પર

કિલ્લેબંધીની બાબતમાં બેદરકાર ન રહેતા.

હોય છતાં લાભકારી

૪૯૩. લશ્કર નાનું હોય છતાં યુદ્ધ માટે યોગ્ય સ્થળ પસંદ કરો અને જાગરુક

રહી કામગીરી બજાવો: તો મોટા લશ્કરની માફક વિજય મેળવશો.

૪૯૪. પૂર્વપરિચિત અને મજબૂત થાણાંઓ પર પડાવ નાખશો તો દુશ્મનોની

તમામ યુક્તિઓ ધૂળમાં મળશે.

૪૯૫. ઊંડા પાણીમાં મગર સર્વશક્તિમાન છે, પણ પાણી બહાર તે મનુષ્યનું

રમકડું બની જાય છે.

૪૯૬. મજબૂત પૈડાંવાળો રથ સમુદ્રના પાણી પર દોડતો નથી: પાણી પર ઝડપથી

દોડતી નૌકા જમીન પર ચલાવી શકાતી નથી.

૪૯૭. પોતાની યોજનાઓ પ્રથમથી
ઘડી રાખનાર અને યોગ્ય થાણાંઓ પર

આક્રમણ કરનારને પોતાની હિંમત સિવાય બીજા
કશાનો ખપ નથી. ૪૯૮.

નાના લશ્કર માટે યોગ્ય હોય એવા સ્થળે મોટું લશ્કર
લઈ યુદ્ધ કરશો

તો સમગ્ર લશ્કરને આક્રમણ માટે અવકાશ નહીં રહે
અને તે હતોત્સાહ થશે.

૪૯૯. કિલ્લેબંધી અને લશ્કર નબળાં
હોય, છતાં પોતાની ભૂમિ પર લડનાર

વ્યક્તિ પર હુમલો કરી વિજય મેળવવો સહેલો નથી. ૫૦૦.
આંખનો પલકારો માર્યા વિના હજારો ભાલાઓની ટક્કર
ઝીલનાર હાથી

કાંપમાં ફસાઈ જાય તો શિયાળ પણ તેને જીતી
જાય છે.

વિશ્વાસ મૂકતાં પહેલાં ચકાસો
૫૭

## પ્રકરણ ૫૧
## વિશ્વાસ મૂકતાં પહેલાં ચકાસો

૫૦૧. વ્યક્તિને સત્તાની સોંપણી કરો
જીવન પ્રત્યેનાં વલણને કસોટીમાં

તે પહેલાં તેનાં ધર્મ, અર્થ, કામ અને
મૂકી તેની રાજનિષ્ઠા ચકાસો.

૫૦૨. ઉચ્ચ હોદ્દાની
પસંદગી માટે વ્યક્તિમાં આટલા ગુણ જરૂરી: સારા કુટુંબમાં
જન્મ, દોષમુક્ત જીવન અને લોકનિંદાથી ભીરુ
સંવેદનશીલ હૃદય. ૫૦૩. વિરલ પાંડિત્ય અને વિશુદ્ધ હૃદય
ધરાવતી વ્યક્તિની કસોટી કરશો તો એ
પણ અજ્ઞાનથી સદંતર મુક્ત નહીં હોય.

૫૦૪. વ્યક્તિનાં સારાંનરસાં લક્ષણો શોધી ચકાસણી કરો અને
એમાં કોનું વર્ચસ્વ
છે તે જાણ્યા પછી પસંદગીનો નિર્ણય કરો.

૫૦૫.
વ્યક્તિ ઉદારમના છે કે સંકુચિત મનની તે તમારે શોધવું
છે? વર્તણૂક એ ચારિત્ર્યનો ગજ છે એ ખ્યાલમાં રાખો.

૫૦૬. સગાં–વહાલાં વિહોણી વ્યક્તિ ઉપર વિશ્વાસ મૂકતાં

સાવધ રહેજો, કારણ કે

તેઓ અનુરાગ વિનાના અને નિષ્ઠુર હૃદયના હોવા સંભવ છે. ૫૦૭. વિશ્વાસુ સલાહકાર તરીકે મૂર્ખ સ્નેહીની પસંદગી કરશો તો એ તમને અનંત મૂર્ખામીઓમાં ધકેલી દેશે.

૫૦૮. કસોટી કર્યા વિના અન્ય વ્યક્તિ પર વિશ્વાસ મૂકનારથી સાવધ રહો : એ

પછીની પેઢી માટે પણ અનંત અનિષ્ટો સર્જશે.

૫૦૯. કસોટી કર્યા વિના વ્યક્તિઓ પર વિશ્વાસ મૂકશો નહીં : કસોટી પછી

દરેકને લાયકાત પ્રમાણે કામ સોંપો.

૫૧૦. કસોટી કર્યા વિના વ્યક્તિ પર વિશ્વાસ મૂકવો અને સજ્જન લાગ્યો હોય

તેના પર શંકા લાવવી એ

બંને અનંત દુઃખો તરફ દોરી જાય છે.

## પ્રકરણ ૫૨

# કસોટી અને કામની સોંપણી

૫૧૧. શુભ–અશુભનો વિવેક કરી શકે અને તેમાંથી શુભની જ પસંદગી કરે

એને જ તમારી સેવામાં રાખો.

૫૧૨. તમારા રાજ્યનાં સાધનો વિકસાવવાને શક્તિમાન અને આવનાર આપત્તિઓનો

ઇલાજ કરનારને તમારો વહીવટ સોંપો.

૫૧૩. માયાળુ, બુદ્ધિમાન, નિર્ણય લઈ શકે તેવી અને પ્રલોભનોથી મુક્ત એવી

વ્યક્તિઓને જ નોકરી માટે પસંદ કરો.

૫૧૪. તમામ કસોટીઓમાંથી પસાર થનાર ઘણી વ્યક્તિઓ જ્યારે ખરેખર

કર્તવ્ય અદા કરવાની વેળા આવે ત્યારે બદલાઈ જાય છે. ૫૧૫. વિષયની પૂરેપૂરી જાણકારી હોય અને ધીરજપૂર્વકનો

પરિશ્રમ કરવાની શક્તિ

હોય એવાને જ કામ સોંપવું જોઈએ, તમારા પ્રત્યે ચાહના રાખનારને નહીં.

૫૧૬. કર્મચારીને પસંદ કરો અને તેને યોગ્ય કામ સોંપો :

કામ કરવાનો સમય

પાકી ગયા પછી જ તેની પાસે કામ શરૂ કરાવો.

૫૧૭. કર્મચારીની શક્તિનો અને તેની લાયકાતનો પ્રથમ ખ્યાલ મેળવો : પછી

તેને જવાબદારી સોંપી દો.

૫૧૮. વ્યક્તિ હોદ્દા

માટે લાયકાત ધરાવે છે એવું નક્કી કર્યા પછી એનું ગૌરવ

જાળવો અને તે પોતાની કામગીરી ઉત્તમ રીતે

બજાવી શકે તે માટે

સુવિધાઓ કરી આપો.

૫૧૯.

કાર્યદક્ષ કર્મચારી દ્વારા લેવાતી છૂટછાટો અંગે ગેરસમજૂતી
કરનાર પાસેથી ભાગ્ય વિદાય લેશે.
ન કરો. એવું

૫૨૦. રાજવી ભલે રોજબરોજ કારભારમાં ધ્યાન ન આપે : રાજ્યના અધિકારીઓ

કર્મનિષ્ઠ હશે ત્યાં સુધી દેશને નુકસાન નહીં થાય.

સગાં-સંબંધીઓ પ્રત્યે મમતા

# સગાં-સંબંધીઓ પ્રત્યે મમતા

૫૨૧. આપત્તિ વેળા સગાં-વહાલાં પ્રત્યે જ પ્રીતિનું સાતત્ય જળવાઈ રહે છે.

૫૨૨. જેમના સ્નેહમાં કદી ઓટ નથી આવતી એવાં સ્વજનો જેને મળ્યાં હોય એ સદ્દભાગી વ્યક્તિનો ઉદય ક્યારે ય અટકવાનો નહીં.

૫૨૩. પોતાનાં સગાં-સંબંધીઓમાં મુક્ત મને ન ભળનાર અને તેમનો પ્રીતિભાવ ન મેળવનાર વ્યક્તિ પાળ વિનાના જળાશય જેવી છે : સંપત્તિનાં જળ તેની પાસેથી વહી જવાનાં.

૫૨૪. સગાં-વહાલાંને સંપથી અને પ્રીતિભાવથી પોતાની પાસે રાખવાં એ જ

ઐશ્વર્યનો ઉપયોગ અને હેતુ છે.

૫૨૫. વ્યક્તિ જો મધુરભાષી અને સગાં-વહાલાં પ્રત્યે ઉદાર તેની આસપાસ વીંટળાઈ રહેશે.

હશે તો સ્વજનો

૫૨૬. જે વ્યક્તિ સંકોચ વિના છૂટા હાથે આપે છે અને નથી તેના જેટલો સ્નેહભાવ જગતમાં બીજા કોઈને

ક્યારે ય ક્રોધ કરતી

મળતો નથી.

૫૨૭. કાગડો સ્વાર્થી બની અન્ય કાગડાઓથી છુપાવીને ખાતો નથી પણ બધાની

સાથે પ્રેમપૂર્વક ખાય છે: આવા સ્વભાવવાળી વ્યક્તિઓ પાસે જ લક્ષ્મી

રહે છે.

૫૨૮. રાજવી સગાંઓ પ્રત્યે સમાન વર્તાવ કરવાને બદલે દરેકની ગુણવત્તા પ્રમાણે

જુદો જુદો વર્તાવ કરે એ સારું છે, કારણ કે ઘણી વ્યક્તિઓ બીજાને

ન મળતા હક્કો ભોગવવા ઇચ્છે છે.

૫૨૯. સ્વજનોના મનદુઃખનું નિવારણ સરળ છે : એના નિરુત્સાહનું કારણ દૂર

કરો. તે ફરી તમારો બની જશે.

૫૩૦. જેની સાથેના સંબંધનો દોર કપાઈ ગયો હોય એવું સ્વજન કોઈ નિમિત્તે

ફરી નિકટતા સાધવા માગે તો તેનો સ્વીકાર કરજો, પણ સાવચેતી સાથે.

## પ્રકરણ ૫૪
# અસાવધાની સામે માર્ગદર્શન

૫૩૧. અભિમાનયુક્ત આત્મસંતોષમાંથી આવતું ગાફેલપણું બેસુમાર ક્રોધ કરતાં
વિશેષ ખરાબ છે.

૫૩૨. ગરીબાઈ સમજણને કચડી નાખે છે તેમ સુરક્ષાનો ખોટો ખ્યાલ યશનું
ખંડન કરે છે.

૫૩૩. અસાવધ વ્યક્તિના ભાગ્યમાં યશ નથી: જગતના પ્રત્યેક વિચારકની
સંહિતાનો આ નિષ્કર્ષ છે.

૫૩૪. કાયરને કિલ્લાઓ શા કામના? સાધનસંપત્તિની છોળ ઊડતી હોય તો પણ
અવિચારીને શા ખપની?

૫૩૫. પહેલેથી જ દરેક બાબતમાં સાવધ નહીં રહેનાર, ઓચિંતી દુર્ઘટના આવી

પડતાં પોતાની બેદરકારીનો અફસોસ કરશે.

૫૩૬. તમામ વ્યક્તિઓ પરત્વેની તકેદારીમાં ક્યારે ય ઢીલા ન પડો એ ઉત્તમ બાબત છે.

૫૩૭. પોતાના કામમાં સદૈવ જાગૃત અને સાવચેત મન રાખનાર વ્યક્તિ માટે કંઈ જ અશક્ય નથી.

૫૩૮. સજ્જનોએ સૂચવેલાં કાર્યો રાજવીએ ખંતપૂર્વક કરવાં : એમાં એ બેદરકારી રાખશે તો સાત જન્મ સુધી યાતનામાંથી છૂટી શકશે નહીં.

૫૩૯. આત્મસંતોષ અને પ્રમાદ તમને ફસાવવા જાળ પાથરે ત્યારે એદીપણું અને બેદરકારીને લીધે વિનાશ પામેલાંઓનો મનમાં વિચાર કરજો.

૫૪૦. ધ્યેયને સતત લક્ષમાં રાખનાર વ્યક્તિ માટે પ્રત્યેક અભિલાષાને સિદ્ધ કરવી સરળ છે.

## પ્રકરણ ૫૫

## ન્યાયી સરકાર

૫૪૧. સારી રીતે વિચાર–વિમર્શ
કરો અને કોઈ પણ એક પક્ષે ઢળી ન જાવ :
તટસ્થ રહો અને કાયદા–નિષ્ણાતોની સલાહ લો :
ન્યાય આપવાનો એ જ
માર્ગ છે.

૫૪૨. જીવનનિર્વાહ માટે લોકો જળભરેલા મેઘ તરફ દૃષ્ટિ
કરે છે : તેવી જ રીતે
રક્ષણ માટે પ્રજાજનો રાજવીના રાજદંડ તરફ જુએ છે.

૫૪૩. સરળ ધર્મ અને બ્રાહ્મણોની રચનાઓનો
મુખ્ય આધાર રાજવીનો
રાજદંડ છે.

૫૪૪. સ્નેહયુક્ત કાળજીથી શાસન કરનાર ઉમદા રાજવીના

મહિમા કરો : એનું
સામ્રાજ્ય ક્યારે ય અસ્ત પામતું નથી.
૫૪૫. કાયદામાં રહીને રાજદંડનો ઉપયોગ કરનાર ઉમદા
રાજવીનો મહિમા કરો :
એના પ્રદેશમાં નિયમિત વર્ષાઋતુ અને સમૃદ્ધ ફસલ
આવવાની. ૫૪૬. ભાલો નહીં પણ ન્યાયી અને અપક્ષ રાજદંડ
રાજવીને વિજય અપાવે છે. ૫૪૭. રાજની તમામ
પ્રજાજનોનો રક્ષક છે : પક્ષપાત વિનાનો રાજદંડ તેની
રખેવાળી કરે છે.
૫૪૮. સરળતાથી લોકોને ન મળનાર અને બનાવોને કાળજીથી ન
પારખનાર રાજવીનું
પતન થશે અને દુશ્મનો
નહીં હોય છતાં એનો નાશ થશે. ૫૪૯. આંતરિક અને
બાહ્ય દુશ્મનોથી પ્રજાનું રક્ષણ કરનાર રાજવીનો મહિમા
કરો : કોઈ પ્રજાજન ખોટું કૃત્ય કરે અને તે તેને શિક્ષા
કરે તો તે દોષપાત્ર
નથી : એ તેની ફરજ છે.
૫૫૦. દુરાચારીને મૃત્યુની શિક્ષા કરવી એ અનાજના
ખેતરમાંથી નિંદામણ દૂર

કરવા જેવું છે.

૬૨

કુરળ

## પ્રકરણ ૫૬

## પ્રજાપીડન

૫૫૧. પ્રજાનું દમન કરનાર અને અન્યાયી રાજવી ખૂની કરતાં પણ વધુ ખરાબ છે. ૫૫૨. રાજદંડ ધારણ કરવાની માગણી 'થોભો અને આપી દો' કહેનાર ધોરી
રસ્તા પરના લૂંટારા જેવી છે.

૫૫૩. જે રાજવી રાજતંત્રની રોજબરોજ દેખભાળ નથી રાખતો અને તેમાંની
અવ્યવસ્થાને દૂર નથી કરતો તેનું પ્રભુત્વ દિન-પ્રતિદિન ઘટતું જાય છે.

૫૫૪.

જે અવિચારી રાજવીના રાજ્યમાં ન્યાય નથી તે રાજ્ય અને ઐશ્વર્ય
બંને ગુમાવશે.

૫૫૫. જુલ્મ નીચે આક્રોશ કરતાં મનુષ્યોનાં આંસુ રાજવીની
નાખે છે.

સમૃદ્ધિને ક્ષીણ કરી ૫૫૬. ન્યાયી વહીવટ રાજવીને કીર્તિ
અપાવે છે : અન્યાયી વહીવટ તેમની
કીર્તિને કલંકિત કરે છે.

૫૫૭. વર્ષાવિહોણા આકાશ નીચે ધરતીની શી સ્થિતિ થાય
? એવી જ સ્થિતિ
ક્રૂર રાજવીના વહીવટમાં લોકોની થાય છે.

૫૫૮. જુલ્મી રાજવીના વહીવટમાં ગરીબ કરતાં સંપત્તિવાન વધુ
દુઃખી થાય છે. ૫૫૯. ન્યાય અને સત્યના માર્ગથી ચ્યુત થનાર
વૃષ્ટિ થશે નહીં.

રાજવીના રાજ્યમાં વર્ષાઋતુમાં

૫૬૦. રાજવી જો ન્યાયથી રાજ્ય નહીં કરે
બ્રાહ્મણો વિદ્યા વીસરી જશે.

તો ગાયોનાં દૂધ સુકાઈ જશે અને
ગભરાટ ઊભો કરે તેવાં

## પ્રકરણ ૫૭
## ગભરાટ ઊભો કરે તેવાં કાર્યોથી દૂર રહેવું

૫૬૧. રાજવી અપરાધીનો અપરાધ જોઈને શિક્ષા કરશે, જેથી એ ફરી ગુનો
 ન કરે: એ શિક્ષા વધુ પડતી નહીં હોય.

૫૬૨. પોતાની સત્તા ટકાવી રાખવા ઇચ્છતા રાજવીએ દંડો કુશળતાથી વીંઝવો;
 પણ મારવો હળવાશથી.

૫૬૩. દમનથી રાજ્ય કરનાર અને પ્રજામાં ત્રાસનું વાતાવરણ ફેલાવનાર રાજવીનો
 કોઈ મિત્ર નહીં હોય અને તત્કાળ તેનો વિનાશ થવાનો. ૫૬૪. જે રાજવીની ક્રૂરતા લોકજીભે ચડી ગઈ હોય તે તેનું રાજ્ય વહેલી તકે

ગુમાવવાનો અને તેના આયુષ્યના દિવસો પણ ટૂંકા થવાના.

૫૬૫. લોકો જેના સુધી પહોંચી ન શકે, એ કઠોર

રાજવીની સંપત્તિ રાક્ષસથી

રક્ષાતા ખજાના જેવી છે.

૫૬૬. રાજવી કઠોરભાષી અને ક્ષમાહીન હશે તો એની સંપત્તિ ગમે તેટલી મોટી

હશે પણ સત્વરે નષ્ટ થવાની.

૫૬૭. કઠોર વાણી અને વધારે પડતી શિક્ષા કાનસ જેવી છે, જે સત્તાના લોહને

ઘસી નાખે છે.

૫૬૮. મંત્રીઓની સલાહ ન લેનાર અને પોતાની યોજનાઓ નિષ્ફળ જતાં

ઉશ્કેરાટ અનુભવનાર રાજવીની સમૃદ્ધિ ક્ષીણ થઈ જવાની. ૫૬૯. સમય હોવા છતાં જે દેશના સંરક્ષણ વિશે કાળજી નથી રાખતો એ

રાજવી ઓચિંતું યુદ્ધ આવી પડશે તો ફફડી જવાનો અને તેનો તત્કાળ

નાશ થવાનો.

૫૭૦. મૂર્ખ અને શેખીખોર સાથે જુલમ સંકળાય છે ત્યારે જ પૃથ્વી વેદનાથી

કણસે છે: એ સિવાય અન્ય કોઈ કારણ નથી.

## પ્રકરણ ૫૮

# વિવેક

૫૭૧. વિવેકનું સ્વરૂપ કેટલું રમણીય છે! આ વિશ્વ જો અવિક્ષુબ્ધ રીતે ચાલતું
હોય તો તે એને પ્રતાપે.

૫૭૨. વિવેકને લીધે જીવનમાં સુવિધાઓ વસે છે. વિવેકહીન લોકો પૃથ્વી પર
ભારરૂપ છે.

૫૭૩. જે ગાઈ શકાય નહીં એ ગીતનું શું મૂલ્ય? અનુગ્રહ કે પ્રેમળતા ન
દાખવનારી આંખ શા કામની?

૫૭૪. જે આંખોમાં બીજાઓ માટે અનુકંપા છલકાતી નથી, એનો ચહેરા પરની
શોભા સિવાય બીજો શો ખપ છે?

૫૭૫. વિવેક એ આંખનું આભૂષણ છે : જેમાં એ નથી એ

આંખો નથી પણ
બાકોરાં છે.
૫૭૬. આંખો હોવા છતાં જેમને બીજા પ્રત્યે વિવેક
દર્શાવતા આવડતો નથી
તેઓ જમીન પર ખોડાયેલા વૃક્ષ જેવા છે.
૫૭૭. બીજા પ્રત્યે જેઓ વિવેક–સદ્ભાવ દાખવતા નથી તેઓ
ખરેખર આંધળા
છે. અન્યના દોષને પ્રેમાળતાથી જોનારને જ દષ્ટિવંત
કહી શકાય. ૫૭૮. પોતાની ફરજમાંથી ચ્યુત થયા વિના અન્ય
પ્રત્યે સહાનુભૂતિ દાખવનાર
વિશ્વનો સ્વામી થઈ શકશે.
૫૭૯. અપરાધ કરનાર પ્રત્યે ક્ષમા દાખવવી અને
પ્રેમાળતા દર્શાવવી એમાં
ખાનદાની છે.
૫૮૦. જેઓ મૂર્તિમંત ક્ષમા બનવા ચાહે છે તેઓ આંખ
પણ પી જશે.
સામે ઘોળાયેલું ઝેર
ગુપ્તચર સેવા

## પ્રકરણ ૫૯

# ગુપ્તચર સેવા

૫૮૧. રાજ્યશાસ્ત્ર અને ગુપ્તચર સેવા દ્વારા પોતે બધું જાણી શકે છે એ રાજવીએ
સમજવું જોઈએ.

૫૮૨. દરેક પ્રજાજન માટે દરરોજ જે કંઈ બને છે તે આગમચ જાણી લેવાની
રાજાની ફરજ છે.

૫૮૩. ગુપ્તચરો દ્વારા પોતાને અનુલક્ષતી બાબતો વિશે ધ્યાન ન આપનાર રાજવી
વિજય હાંસલ કરી શકતો નથી.

૫૮૪. રાજ્યના વહીવટી અધિકારીઓ, પોતાનાં કુટુંબીઓ અને દુશ્મનો પર
ચાંપતી નજર રાખવા રાજવી ગુપ્તચરો ગોઠવશે.

૫૮૫. ગુપ્તચર માટે
નીચેના ગુણો ધરાવતી વ્યક્તિ યોગ્ય છે: શંકાથી પર એનો
દેખાવ હોય; કોઈની આગળ એ ગૂંચવાડો ઊભો ન

કરે; ગુપ્ત વાતોની

ક્યારે ય કોઈને જાણ ન થવા દે.

૫૮૬. ગુપ્તચરોએ સંન્યાસીઓનો અને સાધુઓનો વેશ ધારણ કરવો જોઈએ:

તેમની તપાસ પરિપૂર્ણ હોવી જોઈએ: એમના ઉપર ગમે તેટલો જુલમ

ગુજારવામાં આવે તો પણ તેમણે ગુપ્ત વાતો બહાર ન પાડવી જોઈએ. ૫૮૭. બીજાની પાસેથી ગુપ્ત માહિતી મેળવી શકે અને તે માહિતી હંમેશાં

સ્પષ્ટ હોય તે

વ્યક્તિ જ ગુપ્તચર તરીકે કામ કરી શકે.

૫૮૮. ગુપ્તચર દ્વારા પ્રાપ્ત કરેલ માહિતીની પણ બીજા પાસે

જોઈએ.

ચકાસણી કરાવવી

૫૮૯. ગુપ્તચર સેવામાં રોકાયેલા માણસો એકબીજાને ન જાણે તેની કાળજી

રાખો: ત્રણ અહેવાલો સંમત થાય ત્યારે તમે એના પર વિશ્વાસ મૂકી શકો. ૫૯૦. ગુપ્તચર તરીકે કામ કરતી વ્યક્તિઓનું જાહેરમાં સન્માન ન કરો: એવું

કરશો તો તમારું રહસ્ય તમે જ ખુલ્લું કરશો.

## પ્રકરણ ૬૦
# શક્તિ

૫૯૧. શક્તિશાળી મનુષ્યો જ સંપત્તિવાન છે: જેનામાં શક્તિ નથી, તેઓ તેમની
પાસે જે છે તેના ખરેખર માલિક છે ખરા ?

૫૯૨. શક્તિને જ માનવીની સંપત્તિ કહેવી જોઈએ: સંપત્તિ સદૈવ ટકતી નથી.
એ તો એક દિવસ તેની પાસેથી ચાલી જવાની છે.

૫૯૩. જેમના બાહુમાં નિરંતર શક્તિનો પ્રવાહ વહી રહ્યો છે તેઓ નિરાશ
થઈને એમ ક્યારેય નહીં કહે કે 'અરે, અમારો નાશ થઈ ગયો.'

૫૯૪. જે મનુષ્ય શ્રમથી કદી થાકતો નથી તેનું ઘર શોધતી ભાગ્યદેવી આવે
છે અને તેના ગૃહમાં પ્રવેશ કરે છે.

૫૯૫. છોડને સિંચાતા પાણી પર પુષ્પોના વૈભવનો

આધાર છે; તેવી રીતે

માનવીનો ઉત્સાહ તેના ભાગ્યનો માનદંડ છે.

૫૯૬. તમારા ઉદ્દેશો ભવ્ય રાખો : પછી

તમે નિષ્ફળ જાવ તો પણ તમારી કીર્તિ

ક્યારેય ઝાંખી નહીં પડે.

૫૯૭. સત્ત્વશીલ વ્યક્તિ પરાજય મળવા છતાં હિંમત હારતી

નથી : તીક્ષ્ણ બાણ

વાગતાં હાથી વધુ દઢતાથી પોતાના પગ ધરતી સાથે

જડે છે. ૫૯૮. નિર્બળ મનુષ્યોને અખૂટ ઉદારતાની કીર્તિ

ક્યારે ય સાંપડતી નથી. ૫૯૯. હાથીની વિશાળ કાય અને

તીક્ષ્ણ દંતૂશળોનો શો અર્થ ? એ વાઘને કૂદકો

મારવાની તૈયારી કરતો જુએ ત્યારે એનું હૃદય ક્ષીણ

થવા માંડે છે.

૬૦૦. ચૈતન્યની

વિપુલતા એ જ શક્તિ છે: એ જેનામાં નથી તે

સાક્ષાત્ પશુ

છે, માત્ર દેહરચના જુદી પડે છે એટલું જ.

## પ્રમાદનો અભાવ

## પ્રકરણ ૬૧

# પ્રમાદનો અભાવ

૬૦૧. રાજવંશરૂપી શાશ્વત પ્રકાશ પર પ્રમાદની અનિષ્ટ બીનાશ ફરી વળે તો એ
બુઝાઈ જાય.

૬૦૨. પ્રમાદને પ્રમાદ તરીકે ઓળખી લેનાર અને તેનાથી વેગળા રહેનાર લોકો
જ પોતાના પરિવારના પાયા દૃઢમૂળ બનાવી શકે છે.

૬૦૩. જે મૂર્ખ હત્યારા પ્રમાદને હૃદયથી આલિંગે છે તેનો વંશ એના મૃત્યુ
પહેલાં જ નાશ પામશે.

૬૦૪. જે લોકો પ્રમાદમાં ગળાડૂબ છે અને ઊંચી તથા ઉમદા જવાબદારીઓ
લેતા નથી તેમના પરિવારનો નાશ થશે અને તેમના દુર્ગુણો એકદમ વધી જશે.

૬૦૫. જેમના ભાગ્યમાં નાશ નિર્માણ થયો છે તેમને માટે ચાર રૂંફાળી અને
આનંદદાયક નૌકાઓ છે : વિલંબ, વિસ્મૃતિ, પ્રમાદ

અને નિદ્રા. ૬૦૬. રાજવીની કૃપા
હોય તો પણ પ્રમાદી મનુષ્ય ક્યારેય સમૃદ્ધ નહીં થવાનો.
૬૦૭. પ્રમાદી અને મોટી જવાબદારીઓ ન લેનાર વ્યક્તિએ ખૂબ ઠપકો અને
અપમાન સાંભળવાં પડે છે.

૬૦૮. જેના ઘરમાં પ્રમાદે ઘર કર્યું તે ઘર દુશ્મનોનું ગુલામ બની જવાનું.
૬૦૯. વ્યક્તિ પ્રમાદ ત્યજી દેશે તે ક્ષણે જ એના કુટુંબ પર આવી પડેલી
આપત્તિઓનું અસ્તિત્વ ખતમ થઈ જશે.
૬૧૦. નિરંતર પુરુષાર્થમાં રચ્યોપચ્યો રહેનાર રાજવી
જેટલા વિશ્વ પર આધિપત્ય ભોગવશે.

વામને માપેલ ત્રણ ડગલાં





## પ્રકરણ ૬૨
# માનવીય પુરુષાર્થ

૬૧૧. 'આ અશક્ય છે', એમ કહી કોઈ કામથી પાછા હઠતા નહીં : તમામ
વસ્તુઓ પ્રાપ્ત કરવા માટે શ્રમ સામર્થ્ય આપશે.

૬૧૨. કોઈ પણ કામને અધૂરું ન મૂકતા : એક વખત હાથમાં લીધેલું કામ પૂરું
ન કરનારની જગત દરકાર કરતું નથી.

૬૧૩. નિરંતર પુરુષાર્થ કરવાનું સદ્ભાગ્ય જેમને સાંપડ્યું છે તેઓ જ બીજાને
ઉપયોગી થવાના ગૌરવનો આનંદ માણી શકે.

૬૧૪. પ્રમાદી મનુષ્યની ઉદારતા નપુંસકના હાથમાં તલવાર જેવી છે : તે ટકી
શકશે નહીં.

૬૧૫. શ્રમને ચાહનાર અને ભોગવિલાસની ઉપેક્ષા કરનાર વ્યક્તિ મિત્રો માટે
શક્તિસ્તંભ બની રહે છે અને તેમનાં શોકનાં આંસુ લૂછી શકે છે.

૬૧૬. ઉદ્યમ એ સંપત્તિની જનની છે : આળસ દારિદ્ર્ય અને વિનાશ લાવે છે.

૬૧૭. દુર્ભાગ્યની દેવી પ્રમાદ સાથે વસે છે, અને લક્ષ્મી

ઉદ્યમીની સાથે વસે છે.

૬૧૮. ભાગ્ય મનુષ્યને નિષ્ફળ બનાવે એમાં શરમ નથી: પણ ઇરાદાપૂર્વક ઉદ્યમ
ન કરવામાં શરમ છે.

૬૧૯. દેવો ભલે વિરુદ્ધમાં હોય, ઉદ્યમનું ફળ મળવાનું જ.

૬૨૦.
દૈવ વિરુદ્ધ હોય તો પણ તેને શરણે ગયા વિના ઉદ્યમી મનુષ્ય નિરંતર
પુરુષાર્થ કરે છે.



## પ્રકરણ ૬૩
# સંકટ સમયે હિંમત

૬૨૧. આફત આવી પડે ત્યારે બરાબર હસો. એને પરાભૂત કરવા માટે હાસ્ય
જેવું બીજું કોઈ સાધન નથી.

૬૨૨. યુક્તિબાજ મન સામનો કરવા તૈયાર થશે ત્યારે

વિપત્તિઓનો સાગર ઓટ
અનુભવશે.
૬૨૩. વિપત્તિઓથી ત્રસ્ત નહીં થનાર લોકો વિપત્તિઓને જ મુશ્કેલીમાં મૂકી દે છે. ૬૨૪. પ્રત્યેક તકલીફમાંથી માર્ગ કાઢવા મહિષની માફક તનતોડ પુરુષાર્થ કરનારની
સામે અવરોધો
તો આવશે જ, પણ તે અવરોધોને નિરાશ કરી ભગાડી દેશે. ૬૨૫. આપત્તિઓની ફોજ સામે આવીને ઊભી રહે છતાં અવિચળ
રહેનારના
માર્ગમાં આવતા અવરોધોની સામે જ અવરોધો રચાય છે. ૬૨૬. સદ્‌ભાગ્ય પ્રાપ્ત થતાં હર્ષોન્મત્ત ન થનારને 'અમારો સર્વનાશ થઈ ગયો'
એવું ઉદ્વિગ્નપણે કહેવાનો વારો ક્યારે ય આવતો નથી. ૬૨૭. દેહ વિપત્તિનું નિશાન છે એ ડાહ્યા મનુષ્યો જાણે છે. એટલે તેઓ વિપત્તિ
વખતે વ્યાકુળ થતા નથી.
૬૨૮. ભોગવિલાસને ન ચાહનાર અને આપત્તિઓને જીવનના એક ભાગરૂપ
ગણનાર ગમે તેવા અવરોધોમાં બળાપો કરતા નથી.

૬૨૯. સફળતામાં ભોગવિલાસની પાછળ ન દોડનાર વ્યક્તિને નિષ્ફળતામાં દુઃખ

થતું નથી.

૬૩૦. જે વ્યક્તિ શ્રમમાં અનુભવાતા તાણને સાચા આનંદ તરીકે જુએ છે તેની

કટ્ટર દુશ્મનો પણ પ્રશંસા કરશે.

# વિભાગ ૨

### રાજનીતિનિપુણતા

## પ્રકરણ ૬૪

## સચિવ

૬૩૧. મહાન સાહસોમાં સિદ્ધિ મેળવવા શું કરવું જોઈએ તેનો યોગ્ય નિર્ણય

કરી શકનાર અને એને હાથ ધરવા માટે યોગ્ય સમય નક્કી કરનાર સચિવ

થવા માટે લાયક કહેવાય.

૬૩૨. સચિવમાં પાંચ ગુણો જરૂરી છે: અભ્યાસ, મક્કમતા,

માનવીય પુરુષાર્થ

અને લોકકલ્યાણ માટે લાગણી.

૬૩૩. સાથીઓમાં ભેદ પડાવવાની, ચાલુ મૈત્રીને નભાવવાની, લાલનપાલન કરવાની

તેમ જ દુશ્મનો બન્યાં હોય તેમને એક કરવાની જેનામાં શક્તિ છે તે જ

શક્તિશાળી સચિવ છે.

૬૩૪. સચિવ માટે આવશ્યક ગુણ: યોજનાઓની અને તેમને અમલમાં મૂકવાનાં

સાધનોની પસંદગીની નિર્ણયશક્તિ અને અભિપ્રાય વ્યક્ત કરવામાં

અસંદિગ્ધતા.

૬૩૫. આદરણીય સચિવ કાનૂન જાણે છે, પોતાના વિચારોની અભિવ્યક્તિમાં શાંત

અને પ્રભાવશાળી હોય છે, અને કાર્ય કરવાનો સાચો માર્ગ કયો છે તે

હંમેશાં જાણે છે.

૬૩૬. કુદરતી બુદ્ધિશક્તિ સાથે પુસ્તકોનું જ્ઞાન હોય તો એવી કઈ ગૂંચવાડાભરી

પરિસ્થિતિ છે જેનો ઉકેલ માનવી ન લાવી શકે?

૬૩૭. પુસ્તકોનું જ્ઞાન સારું હોય તો પણ અનુભવનું જ્ઞાન મેળવી એને અનુરૂપ

વર્તન કરવું.

૬૩૮. રાજવી મૂર્ખ હોય તો

સચિવની દરેક બાબતમાં આડો આવે: પણ સચિવની

ફરજ છે કે ન્યાયી અને વાજબી હોય તે જ રસ્તો બતાવે.

૬૩૯. મંત્રીમંડળમાં રહીને પોતાના રાજવી સામે ષડયંત્ર રચનાર સચિવ સિરોર

કરોડ દુશ્મનો કરતાં વધારે ખતરનાક છે.

૬૪૦. અસ્થિર પ્રકૃતિની વ્યક્તિઓ કદાચ સંપૂર્ણ આયોજન કરી શકે, પણ તેનો

અમલ કરવાનો હશે ત્યારે તેઓ ઢચુપચુ થશે અને તેમના લક્ષ્યાંકો ક્યારે ય

સિદ્ધ નહીં કરી શકે.

**વાક્ચાતુર્ય**

**૭૨**

**પ્રકરણ ૬૫**

# વાક્ચાતુર્ય

૬૪૧. વ્યક્તિ પાસે ભલે બધા જ ગુણ હોય, પણ સામાને ગળે ઘૂંટડો ઉતારી

દે તેવી વાણી એ પરમ વરદાન છે.

૬૪૨. વાણીની શક્તિમાં જ સમૃદ્ધિ કે વિનાશ વસ્યાં છે, એટલે વાણીના અવિનયથી

ચેતતા રહો.

૬૪૩. મિત્રોને દૃઢ અનુબંધથી બાંધી રાખે અને શત્રુઓના હૃદયને મૃદુ બનાવે

એને જ મધુર વાણી કહેવાય.

૬૪૪. પ્રત્યેક સંજોગને યોગ્ય વિવેક સાથે તપાસો અને ઘટિત વાણી ઉચ્ચારો;

નીતિ અને લાભની વૃદ્ધિ માટે એથી વધીને કોઈ સાધન નથી. ૬૪૫. તમે જે કંઈ કહો તેને સામો પક્ષ તર્કથી તોડી શકે એમ નથી એવી શ્રદ્ધા

બેસે એ પછી જ બોલજો.

૬૪૬.

સારા સલાહકારો આ રીતે વર્તે છે: સૌને પ્રિય લાગે તેવું બોલે અને

સામા પક્ષે રજૂ કરેલા સારા વિચારોને આવકારે.

૬૪૭. શ્રદ્ધેય વાક્છટા, સારી સ્મરણશક્તિ અને નિર્ભયતા,
વિવાદ વેળા સચિવને
અપરાજેય બનાવે છે.

૬૪૮. ભારે મહત્ત્વના પ્રશ્નોને
સુસંગત અને વિશ્વાસપ્રદ વાણીમાં વ્યક્ત કરનાર
દુર્લભ સચિવને લોકો તાત્કાલિક અનુસરે છે.

૬૪૯. સંક્ષેપમાં અને
સરસ શબ્દોમાં કહેવાની કલા જેને સાંપડી નથી એવા લોકો
બધુ લાંબું બોલવાની વૃત્તિ ધરાવે છે.

૬૫૦. એવાં કેટલાંક પુષ્પો
વાળાં નથી હોતાં :

છે જે વિપુલ ઝૂમખામાં ખીલે છે, પણ મધુર સુવાસ-
એવી જ રીતે કેટલાક પ્રખર વિદ્વાનો અભિવ્યક્તિના
પ્રભુત્વને અભાવે પોતાનું જ્ઞાન અન્યને આપી શકતા
નથી.

## પ્રકરણ ૬૬

# આચારશુદ્ધિ

૬૫૧. મૈત્રી સંબંધો મનુષ્યને વિજય અપાવે છે: પણ કાર્યશુદ્ધિ એના પ્રત્યેક
સંકલ્પને પરિપૂર્ણ કરે છે.

૬૫૨. જેનાથી સ્થાયી શુભ ન સધાય કે કીર્તિ ન પમાય એવાં કૃત્યોથી હંમેશાં
દૂર રહેવું.

૬૫૩. મહાન થવા ઝંખનારાઓએ પોતાની પ્રતિષ્ઠાને ધોખો પહોંચે તેવું કંઈ
જ ન કરવું.

૬૫૪. જે વ્યક્તિઓ પરિસ્થિતિને યથાર્થ પ્રમાણમાં જુએ છે તે નબળા દિવસો
આવી પડતાં પણ લજ્જાજનક અને અધમ કાર્યોનો આશ્રય લેતી નથી.

૬૫૫. પાછળથી પસ્તાવું પડશે એવું તમારી સદ્‌બુદ્ધિ કહે તે કાર્ય કદી ન કરતા.

પણ જો એવું કાર્ય કરી બેઠા હો તો આવી ભૂલ ફરી નહીં કરવાનો
સંકલ્પ કરજો.

૬૫૬.

ડાહ્યા માણસો જેને ધિક્કારતા હોય તે કદી ન કરતા – તમારી મરતી હોય અને લાચાર પરિસ્થિતિમાં હો ત્યારે પણ.

માતા ભૂખે ૬૫૭. અનુચિત સાધનો દ્વારા એકઠી કરેલી
દારિદ્રય અનેક દરજ્જે શ્રેષ્ઠતમ છે.

સંપત્તિ કરતાં સદાચારી વ્યક્તિનું

૬૫૮. નૈતિક કાનૂને કરેલી મનાઈઓ લક્ષમાં રાખ્યા વિના પ્રાપ્ત કરેલી સિદ્ધિ
વેદના પણ લાવતી હોય છે.

૬૫૯. અન્યને રડાવીને પ્રાપ્ત કરેલી સંપત્તિ મનુષ્યને રડતો મૂકીને અદૃશ્ય થઈ
જશે. પણ શ્રમથી પ્રાપ્ત કરેલ ધન ગુમાવાશે તો પણ

ભવિષ્યમાં સુખ
મળશે.

૬૬૦. રાજ્યનું વિશેષ ભલું કરવા
છેતરપિંડી અને જૂઠાણા દ્વારા એને શ્રીમંત
બનાવવું એ કાચા ઘડામાં પાણી સંઘરવા જેવું છે.

૬૭ સંકલ્પશક્તિ

૭૩

## પ્રકરણ ૬૭
# ૬૭ સંકલ્પશક્તિ

૬૬૧. સફળતાની મહત્તા
સંકલ્પની મહત્તા પર અવલંબે છે : બીજું કશું એની
તોલે આવે નહીં.

૬૬૨. રાજકારણમાં કાર્ય અંગેના બે સિદ્ધાંતો પ્રમાણભૂત
ગણાય છે : જે કાર્યમાં
સફળતા મળે એમ ન હોય તે કદી હાથ ધરતા નહીં;
હાથ ધર્યા પછી જો
કંઈક તકલીફ ઊભી થાય તો વ્યાકુળ થતા નહીં અને

મુશ્કેલીઓનો હિંમત-

પૂર્વક સામનો કરજો:

૬૬૩. કાર્યનો ઉદ્દેશ કાર્યસિદ્ધિ પછી જ પ્રગટ કરો: કવેળા કાર્યપ્રયોજન પ્રગટ

થઈ જાય તો ન ખાળી શકાય એવા અંતરાયો ઊભા થાય તેવો સંભવ છે. ૬૬૪. યોજનાઓ તો ગમે તે ઘડી શકે; પણ અપવાદરૂપ વ્યક્તિઓ જ ધ્યેય

સિદ્ધ થતાં સુધી તેને વળગી રહે છે.

૬૬૫. પ્રકીર્તિત માનવીની સેવાઓને રાજવી પણ ઝંખે છે, અને સૌ કોઈ આવા

માનવીનો આદર કરે છે.

૬૬૬. પોતાની તમામ શક્તિ કામે લગાડનાર મનુષ્ય જે કાર્ય પાર પાડવા ઇચ્છે

છે તે પોતાની ઇચ્છાનુસાર પાર પાડી શકે છે.

૬૬૭. કેટલીક વ્યક્તિઓ આંજી નાખે તેવી પ્રભાવશાળી નથી હોતી, પણ તેમની

ચિત્તશક્તિ અને કાર્યશક્તિ પ્રચંડ હોય છે: વિશાળ રથનાં પૈડાંઓને

સ્થાને રાખનાર નાની ઘરી હોય છે ને ! બાહ્ય દેખાવ છેતરામણો હોય છે,

એટલે બાહ્ય રૂપ ઉપરથી માણસનું મૂલ્ય ન આંકતા.

૬૬૮.
નિર્મળ ચિરો આયોજન કરો : એક વખત નિર્ણય કરી લીધો અને કામ-

ગીરી શરૂ કરી દીધી પછી આપત્તિઓ સામે અવિચળ રહેજો, અને કાર્યમાં

શિથિલતા આવવા ન દેતા.

૬૬૯. સુખ વધે એવાં જ કામ હાથ ધરો, અને એવાં કામ કરતાં મનને ક્લેશ

થાય તો સહન

કરી લો. તમારું હૃદય વજ્ર જેવું બનાવો અને અંત સુધી

એને મજબૂત રાખો.

૬૭૦. કાર્યમાં કુશળતા હોવી જ જોઈએ : જે એ સિદ્ધ નથી કરી શકતો તે

દુનિયામાં નામના નથી કાઢી શકતો.

# પ્રકરણ ૬૮
## કાર્યપદ્ધતિ

૬૭૧. પૂરેપૂરી વિચારણા કર્યાં પછી જ નિર્ણય લેવા જોઈએ : એક વખત નિર્ણય
થઈ ચૂકયો પછી અમલમાં અવઢવ ન હોવી જોઈએ.

૬૭૨. જે કાર્ય નિરાંતે જ કરવાનું હોય તે કામ ભલે નિરાંતે થાય, પણ તત્કાલ
હાથ ધરવું જરૂરી હોય એવું કાર્ય ક્યારે ય વિલંબમાં ન નાખતા.

૬૭૩. જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં આક્રમક પગલું લેવું, પણ એ સફળ નહીં થાય
એવો અંદેશો રહે ત્યાં હેતુ સિદ્ધ કરવા અન્ય સાધનો વાપરવાં.

૬૭૪. આક્રમણ કર્યાં પછી દુશ્મનને વેરવિખેર કર્યાં વિના એ કાર્ય તજી દેવું
નુકસાનકારક છે. બિનઅસરકારક હુમલો અને દુશ્મનાવટનાં કારણોને પૂરેપૂરાં

દૂર ન કરવાં એ બંને, પૂર્ણ રીતે ઓલવી ન નાખેલા અગ્નિ જેવાં જોખમી
છે. કાળના વહેવા સાથે એમાંથી ફરી ભડકો જાગવાનો.

૬૭૫. યુદ્ધ શરૂ કરો તે પહેલાં વિજય કે પરાજયમાં ભાગ ભજવતી પાંચેય
બાબતોની પૂરેપૂરી વિચારણા કરવી જોઈએ, અને ઉકેલ લાવ્યા વિનાની એક
પણ બાબત ન રહેવી જોઈએ : યુદ્ધ માટેની સામગ્રી, લશ્કરી દળની તાકાત,
સમય, સ્થળ અને આક્રમણનો પ્રકાર અનુકૂળ છે કે પ્રતિકૂળ.

૬૭૬. જે મેળવવું છે તેને લક્ષમાં રાખીને શું કરવું જોઈએ, યુદ્ધ દરમ્યાન
મુશ્કેલીઓ ઊભી થાય તો શું અને વિજય મળ્યા પછી છેવટે શું હાથમાં
આવશે તેનો યુદ્ધ શરૂ કરતાં પહેલાં વિચાર કરી લેવો જોઈએ.

૬૭૭. ઉપર્યુક્ત બધી બાબતોનો વિચાર કર્યા પછી પણ ખરેખરા યુદ્ધમાં સંડોવાયા
હોય અને એ બાબતનું ઊંડું જ્ઞાન ધરાવતા હોય તેમની

સલાહ લેવી જોઈએ. ૬૭૮. એક હાથી બીજા હાથીને પકડવા માટે વપરાય છે. એ રીતે દરેક કાર્યના

અનુભવનો ઉપયોગ બીજા કાર્યમાં વિજય મેળવવા માટે કરવો જોઈએ.

૬૭૯. મિત્રોને બદલો આપવા કરતાં પણ રાખવી જોઈએ.

શત્રુઓ સાથે સમાધાન કરવામાં ઉતાવળ

૬૮૦. તમારાં દળો જો નબળાં હોય તો નમતું આપવા માટે પ્રથમ તક જ ઝડપી લેવી જોઈએ અને તમારા માણસો હારનો સ્વાદ ચાખે અને નાહિંમત થઈ જાય તે પહેલાં સુલેહ કરી લેવી જોઈએ.



## પ્રકરણ ૬૯

# રાજદૂત

૬૮૧. માયાળુ સ્વભાવ, સારા કુટુંબમાં જન્મ અને રાજવીઓને આકર્ષક એવું

મિલનસાર વર્તન એ ગુણ સફળ રાજદૂત થવા માટે

ખાસ જરૂરી છે. ૬૮૨. રાજનિષ્ઠા, પ્રખર બુદ્ધિ, વાણીચાતુર્ય અને ત્વરિત ગ્રહણશક્તિ રાજદૂત માટે:
અત્યંત આવશ્યક ગુણ છે.

૬૮૩. જે માણસને
દુશ્મન રાજવી સમક્ષ પડકાર ફેંકવાનો હોય કે કાર્ય અંગે:
સંદેશો આપી ફતેહ સાથે પાછા ફરવાનું હોય એનું રાજ્યશાસ્ત્રનું જ્ઞાન.
ઉત્તમ રાજપુરુષો કરતાં પણ ઊંચી કક્ષાનું હોવું જોઈએ.

૬૮૪. વ્યવહારકુશળ, વિદ્યાભ્યાસંગી અને પ્રભાવશાળી વ્યક્તિત્વવાળી વ્યક્તિને:
રાજદૂત તરીકે મોકલો.

૬૮૫. સફળ રાજદૂતની વાણીમાં લાઘવ, મધુરતા અને પ્રસન્ન છટા હોય છે. ૬૮૬. રાજદૂત રાજ્યશાસ્ત્રમાં પારંગત, રોષપૂર્ણ આંખો સામે નિર્ભય, વાણીમાં:
અસરકારક હાજરજવાબી અને નર્મોક્તિથી સજ્જ હોવો જોઈએ. ૬૮૭. તે માત્ર સંદેશવાહક ન હોવો જોઈએ, અન્ય વ્યક્તિઓ પ્રત્યે સૌજન્ય.

દાખવવાનું જાણતો હોવો જોઈએ. સમય અને સ્થળનો પારખુ અને.

બોલતાં પહેલાં વિચાર કરનાર હોવો જોઈએ.

૬૮૮. રાજદૂત શુદ્ધ ચાલચલગતવાળો, જે રાજદરબારમાં મોકલવામાં આવ્યો હોય.

ત્યાંનો ટેકો મેળવવાવાળો, પરાક્રમી અને એથી ય વિશેષ સત્યનિષ્ઠ હોવો જોઈએ.

૬૮૯. રાજદૂતે ભૂલથી કે અધીરાઈથી પણ પોતાના રાજાની પ્રતિષ્ઠા ઘટે કે પોતાનો.

મોભો લજવાય એવું બોલવું ન જોઈએ.

૬૯૦. એ માટે જાનની બાજી લગાવવી પડે તો રાજદૂત પરવા નહીં કરે: પોતાના

રાજાને વફાદાર રહીને અને કોઈ પણ જાતની મચક આપ્યા વિના તે

રાજાનો સંદેશો પહોંચાડશે.

## પ્રકરણ ૭૦

# રાજવી સાથેનું વર્તન

૬૯૧. રાજાની હજૂરમાં રહેનારાએ વારંવાર ગેરહાજર કે એના સાન્નિધ્યમાં ન રહેવું જોઈએ. અગ્નિની હૂંફ મળે તેટલા દૂર રહેવું જોઈએ, વધારે દૂર નહીં. ઘડીએ ઘડીએ પલટાતા અને આધાર રાખી ન શકાય એવા રાજાની તરફ આવું વર્તન રાખવું જોઈએ.

૬૯૨. તમે જો સમૃદ્ધ થવા માગતા હો તો રાજવીના મનમાં વસે એ વસ્તુનું કદી યે પ્રલોભન ન રાખતા.

૬૯૩. એક વખત રાજવીના મનમાં શંકાએ ઘર કર્યું પછી એ નિવારવાનું કુશાગ્ર બુદ્ધિવાળા માટે પણ મુશ્કેલ છે. એટલે તમે સુરક્ષિત રહેવા ઇચ્છતા હો તો શંકા ઊભી થાય તેવાં તમામ કારણો વેગળાં કરો.

૬૯૪. રાજવીની હાજરીમાં કોઈના કાનમાં ગુસપુસ કરવાનું કે તમે એ જ જાણે કંઈક સમજ્યા છો એમ માનીને આપસઆપસમાં હસવાનું ટાળો.

૬૯૫. રાજાની અન્ય

હોય તો પણ,

સાથેની ગુપ્ત વાતો, પછી ભલે એ ગમે તેટલી મહત્ત્વની
સાંભળવાની ઇંતેજારી બતાવશો નહીં. એ તમને સ્વેચ્છાથી
કહેવા ઇચ્છે તો ભલે, નહીંતર એ ન કહે ત્યાં સુધી ધીરજ રાખો.

૬૯૬. રાજવીનો મિજાજ અને સમય લક્ષમાં રાખી રાજવીને રુચિકર થાય તેવા શબ્દો મનોહર રીતે બોલો.

૬૯૭. રાજવી રસ બતાવે છતાં નજીવી બાબતો અંગે ક્યારેય વાત કરતા નહીં. એના લાભને સ્પર્શે એવી બાબતો વિશે એ તમને પૂછે એ પહેલાં જ તમે જે જાણતા હો તે કહી દેજો.

૬૯૮. રાજવી તમારા કરતાં ઉંમરમાં નાનો છે અથવા કોઈ રીતે આપ્તસંબંધી છે તેથી તેની મશ્કરી કરતા નહીં, પણ એની વિભૂતિને અનુરૂપ એવું વર્તન કરજો.

૬૯૯. જેમની દૃષ્ટિ સ્વસ્થ અને સ્પષ્ટ છે તેઓ રાજવીના પોતાના કાર્યમાં અસ્પષ્ટ હોતા નથી.

૭૦૦. લાંબા ગાળાના સંસર્ગને આધારે

માનીતા હોવા છતાં

માનીને શિષ્ટાચાર વિરુદ્ધ વર્તવું

રાજવી સાથે અન્તરંગ સંબંધ છે એમ

ખતરનાક છે.

મનોભાવ પારખવા

## પ્રકરણ ૭૧

# મનોભાવ પારખવા

૭૦૧. સામી વ્યક્તિ મુખમાંથી શબ્દો ઉચ્ચારે એ પહેલાં એના દિલની વાત.

સમજી જાય એવો મનુષ્ય જગતના આભૂષણરૂપ છે.

૭૦૨. અન્યના મનને જે નિશ્ચિતપણે જાણી જાય છે તેને દેવ સમજો. ૭૦૩. અન્યના મુખની રેખાઓ ઉપરથી એના મનની વાત કળી જાય એવી.

વ્યક્તિઓને કોઈ પણ રીતે સલાહકાર તરીકે રાખો.

૭૦૪. કહ્યા વિના બીજાના મનને પામી જનારા અને અન્યના મનને ન ઓળખ-

નારાઓના ચહેરામહોરા ભલે સરખા હોય, પણ બંને જુદા જ વર્ગના છે. ૭૦૫. હૃદયમાં શું ચાલી રહ્યું છે તે એક દૃષ્ટિનિક્ષેપથી જો આંખ ન જોઈ

શકે તો જ્ઞાનેન્દ્રિયોમાં એની વિશિષ્ટતા શી ?

૭૦૬. સ્ફટિક પોતાનો રંગ બદલીને નજીકની વસ્તુનો રંગ ધારણ કરે છે, એવી.

રીતે હૃદયમાં જે ચાલી રહ્યું હોય તે પ્રમાણે મુખમુદ્રા બદલાય છે. ૭૦૭. મુખ જેવી સંવેદનક્ષમ ચીજ બીજી કઈ છે? હૃદય ક્રોધાવિષ્ટ છે કે

આનંદમગ્ન એનો પ્રથમ ખ્યાલ મુખરેખાઓ જ આપે છે. ૭૦૮. તમે બોલો એ પહેલાં તમારા હૃદયભાવને પામી જનાર વ્યક્તિ સામે તમે

મીટ માંડો અને તમારી ઇચ્છા પૂર્ણ થશે. ૭૦૯. આંખોના બદલાતા રંગો અને તેના પ્રપંચો જાણનાર વ્યક્તિ જ સામાના

હૃદયમાં દ્વેષ ભર્યો છે કે મિત્રતા એ આંખ ઉપરથી કહી શકશે. ૭૧૦. પોતાની જાતને કુશાગ્ર કહેવડાવનારને માપવાનો ગજ તમે જાણવા માંગતા

હો તો તે તેમની આંખો છે, બીજું કશું નહીં.



## પ્રકરણ ૭૨

# શ્રોતાઓની નાડ પારખવી

૭૧૧. વક્તૃત્વકળાનો પારંગત શ્રોતાઓના મનની સ્થિતિ અને તેમના મિજાજનો
ખ્યાલ રાખે છે, અને તેમને અનુકૂળ એવા શબ્દોની પસંદગી અને ભાષણની
રીતિ પસંદ કરે છે.

૭૧૨. સફળ વક્તાએ પ્રથમ શ્રોતાઓની મનઃસ્થિતિ બરાબર જાણી લેવી જોઈએ
અને કાળજીપૂર્વકની વિચારણા પછી વક્તવ્ય રજૂ કરવું જોઈએ. ૭૧૩. શ્રોતાઓની પ્રકૃતિ જાણ્યા વિના તેમને સંબોધવાની જવાબદારી શિરે
લેનાર વક્તૃત્વકળા કે બીજી કશા માટે ખપનો નથી.
૭૧૪. શાણાઓ અને પંડિતોની સભામાં શાણપણની–ડહાપણની ચર્ચા કરો, પણ
સામાન્ય મનુષ્યો સમક્ષ પંડિતાઈ પ્રગટ ન કરતાં સરળ અને અભણ
માણસની જેમ વર્તો.
૭૧૫. વૃદ્ધોની સભામાં સંયમ રાખવો એ ડહાપણભર્યો નિયમ છે. પહેલાં એમને

બોલવા દેવા જોઈએ. એ સૌથી ઉત્તમ ગુણ છે.

·૭૧૬. શાણા મનુષ્યો સમક્ષ અપશબ્દો ઉચ્ચારી
ધર્મના રાહેથી ચલાયમાન થયો છે એવો

પોતાની જાતને છેહ દેનાર મનુષ્ય,
ભાવ અનુભવશે.

·૭૧૭. વિદ્વાનની વિદ્વત્તા પારંગત મીમાંસકોની સભામાં
પૂર્ણપણે ઝળહળી ઊઠે છે. ·૭૧૮. સમજુ મનુષ્યો સમક્ષ સારી
સલાહયુક્ત વ્યાખ્યાન કરવું એ જીવતા છોડને
પાણી પાવા જેવું છે.

·૭૧૯.

તમે વિચારપૂર્ણ અને આનન્દપ્રદ વાર્તાલાપથી શાણાં મનુષ્યોને ખુશ
ચાહતા હો તો મૂર્ખ મનુષ્યો સમક્ષ ભાષણ કરતા નહીં.

કરવા

·૭૨૦. તમારી વિરુદ્ધ હોય એની આગળ વાર્તાલાપ આપવો
એ કાદવકીચડથી

ભરપૂર જમીન પર અમૃત રેડવા જેવું છે.



## પ્રકરણ ૭૩

# સભા મધ્યે આત્મવિશ્વાસ

૭૨૧. વાણીનું
સભામાં
અધ્યયન કરનાર અને ઉત્તમ રુચિ ધરાવનાર મનુષ્યો શાણા માણસોની
કેમ બોલવું એનો વિવેક જાણે છે; તેઓ નિષ્ફળ જતા નથી.

૭૨૨. પોતાની વક્તૃત્વશક્તિ વડે સભામાંની શાણી

વ્યક્તિઓના મગજમાં
પોતાની વાત બરાબર ગળે ઉતારી દેનારની વિદ્વાન
તરીકે ગણતરી થશે. ૭૨૩.

સમરાંગણમાં મૃત્યુને આહ્વાન દેનાર ઘણા નીકળશે.
શ્રોતાઓ સમક્ષ બોલનાર દુર્લભ છે.

પણ વિક્ષોભ વિના

૭૨૪. જેમાં તમે નિષ્ણાત હો એ અંગે વિદ્વાનો સમક્ષ ખાતરીપૂર્વક બોલજો, પરંતુ જે વિષયમાં તમારું અજ્ઞાન હોય એમાં પારંગત થવા વિદ્વાનો પાસેથી શીખજો.

૭૨૫. સભામાં નિર્ભયપણે બોલી શકો તે માટે તર્કશાસ્ત્ર

અને ન્યાયશાસ્ત્રમાં
નિષ્ણાત બનજો.

૭૨૬. તાકાત વિનાના માણસો પાસે તલવાર શા

કામની ? શાણા મનુષ્યોની
સભાનો સામનો કરતાં ડરે એમની વિદ્વત્તા શા કામની
?

૭૨૭. સમરાંગણમાં વ્યંઢળના હાથમાં તીક્ષ્ણ ધારવાળી
તલવાર નકામી છે, તેમ
સભા સમક્ષ બોલતાં ડરતી વ્યક્તિ પાસેનું જ્ઞાન નકામું છે.

૭૨૮. વિવિધ ક્ષેત્રોમાં જ્ઞાન ધરાવતી વ્યક્તિ પોતાની વાત
વિદ્વાનોને ગળે ન
ઉતારી શકે તો એ જ્ઞાનનો કંઈ અર્થ નથી.

૭૨૯. જ્ઞાન હોય
પણ વિદ્વાનો સમક્ષ બોલતાં ડરતો હોય તેની ગણના અજ્ઞાનીઓ
કરતાં પણ ઊતરતી કક્ષામાં થશે.

૭૩૦. સભાથી ડરનારા અને પોતે જાણતા હોય તે પ્રગટ કરવામાં અશક્તિમાન

લોકો જીવતાં હોવા છતાં મૃતવત્ છે.

. ૮D

કુરળ

## પ્રકરણ ૭૪

## દેશ

૭૩૧. ફસલમાં ક્યારેય નિષ્ફળ ન જતો અને સાધુ-સંતો તેમ જ પ્રતિષ્ઠિત

સંપત્તિવાનોના વસવાટવાળો દેશ ખરેખર મહાન છે.

૭૩૨. વિશાળ સમૃદ્ધિથી લોકોની ચાહના મેળવી હોય અને દુષ્કાળ વગર મબલખ

ફસલ આપતો હોય તે દેશ મહાન છે.

૭૩૩. બોજા ઉપર બોજા આવી પડે છતાં બહાદુરીપૂર્વક તેને ઉઠાવી લે છે અને

કર વગેરે સ્વેચ્છાએ ચૂકવે છે તે પ્રજા મહાન છે.

૭૩૪. દુષ્કાળ અને મહામારીના રોગથી મુક્ત તેમ જ

શત્રુઓના હલ્લાઓથી
સુરક્ષિત દેશ મહાન છે.

૭૩૫. આપસઆપસમાં લડતી જાતિઓથી વિભક્ત ન થયો હોય, ખૂની અરાજકતા-
વાદીઓથી મુક્ત હોય અને દેશદ્રોહીઓ ન વસતા હોય તે દેશ મહાન છે ૭૩૬. દુશ્મનોથી જે દેશની ખાનાખરાબી થઈ નથી અને એવી પરિસ્થિતિ આવે
તો પણ જેની પેદાશમાં લેશમાત્ર ઘટાડો થતો નથી એવો દેશ વિશ્વનાં
રાષ્ટ્રોમાં રત્ન સમાન છે.

૭૩૭. પ્રત્યેક રાષ્ટ્ર માટે આટલી બાબતો જરૂરી છે : અખૂટ કૂવાઓ અને ઝરણાંઓ,
વિશાળ સરોવરો, સમયસરની વર્ષા, યોગ્ય સ્થાને આવેલા પર્વતો અને
મજબૂત કિલ્લેબંધી.

૭૩૮. રાષ્ટ્રનાં પાંચ આભૂષણો છે :
સંપત્તિ, મબલખ ફસલ, સુખી પ્રજા, રોગમુક્તિ
અને સંરક્ષણવ્યવસ્થા.

૭૩૯. લોકોના સખત પરિશ્રમ વિના
મબલખ ઉત્પાદન આપનાર જ ખરો દેશ
છે. શ્રમ કર્યા પછી શ્રમ પૂરતું આપનાર દેશને દેશનું
નામ કેમ અપાય ?

૭૪૦. દેશ ઉપર બધા જ આશીર્વાદ ઊતર્યા હોય પણ જો સારો શાસક ન હોય તો એ દેશ તદ્દન નકામો છે.

## પ્રકરણ ૭૫

# કિલ્લાઓ

૭૪૧. પોતાના સંરક્ષણની ચિંતા કરનારાં નબળા રાજવીઓ માટે કિલ્લાઓ
મદદરૂપ છે જ, પણ જે રાજવીઓ શક્તિશાળી અને સમર્થ છે તેમને
માટે પણ એ ઓછા મદદરૂપ નથી.

૭૪૨. જળભરપૂર ખાઈઓ, રણો, પર્વતો અને ગીચ જંગલો સંરક્ષણની હરોળના
ભાગરૂપ છે.

૭૪૩. કિલ્લા માટે ચાર આવશ્યકતાઓ છે: ઊંચાઈ, જાડાઈ, મજબૂતી અને અભેદ્યતા.

૭૪૪. જે કિલ્લામાં બહુ
અને ખેદાનમેદાન

જ ઓછી જગ્યાઓ ભેદ્ય હોય છતાં એ વિશાળ હોય

કરી નાખવા મથતા હલ્લાઓ સામે પ્રતિકાર કરવાની
શક્તિ ધરાવતો હોય એ ઉત્તમ કિલ્લો છે.

૭૪૫. કિલ્લા માટે આવશ્યક જરૂરિયાતો : અભેદ્યતા, સૈન્યના સંરક્ષણની સુવિધા,
અંદરના ભાગમાં ભરપૂર ખાદ્ય અને અન્ય
સામગ્રીઓ.

૭૪૬. જે કિલ્લામાં સર્વ પ્રકારની સાધનસામગ્રી છે અને જેનું રક્ષણ કરનારા
રાજનિષ્ઠ સૈનિકો છે એ સબળ સંરક્ષણ કરી શકશે.

૭૪૭. ઘેરો ઘાલવાથી, હલ્લાથી કે દગલબાજીથી
જે મેળવવો શક્ય નથી તે જ
અજેય કિલ્લો છે.

૭૪૮. ઘેરો ઘાલનારાઓ પૂરેપૂરી તાકાત વાપરે ત્યારે પણ કિલ્લામાંનું સૈન્ય તેમને
હરાવી શકે તેવો કિલ્લો ખરેખર અજેય છે.

૭૪૯. પ્રથમ
પૂરતો

તબક્કે જ પરાભૂત કરે; એવા યુદ્ધના અનંત દાવ માટે
અવકાશ આપનાર કિલ્લો જ મોટો છે.

સૈન્યને

૭૫૦. કિલ્લો ગમે તેટલો અભેદ્ય
હોય પણ એના રક્ષકો લડાઈમાં શૌર્ય ન બતાવે
તો એની અભેદ્યતા શા કામની?



## પ્રકરણ ૭૬
## દ્રવ્યપ્રાપ્તિ

૭૫૧. પ્રતિષ્ઠા વિનાના માણસને સમાજમાં ગણતરીમાં
કોઈ સાધન નથી.

લાવવામાં ધન જેવું બીજું

૭૫૨. ગરીબ માણસને સહુ કોઈ હડધૂત કરે છે, જ્યારે
કરે છે.

પૈસાદારનો સહુ કોઈ આદર ૭૫૩. ધન એ અવિચળ જ્યોતિ

છે. તે સંપત્તિવાનનાં અંધકારવાળાં સ્થાનોને
આલોકિત કરી દે છે.

૭૫૪. શુદ્ધ સાધનો
દ્વારા પ્રાપ્ત થયેલા ધનમાંથી ધર્મ અને સુખ પ્રાપ્ત થાય છે.

૭૫૫. અનુકંપા અને માયાળુપણા વિનાના ધનથી પ્રભાવિત થશો નહીં. એને હાથ
પણ અડાડતા નહીં.

૭૫૬. જપ્ત કરેલી માલમત્તા, વારસ વિનાની મિલકત તેમ જ જકાત અને લડાઈમાં
પ્રાપ્ત કરેલું ધન રાજાના ખજાનાને સમૃદ્ધ કરે છે.

૭૫૭. પ્રેમમાંથી અનુકંપા પ્રાદુર્ભાવ પામે છે, અને અનુકંપાના પોષણ માટે ધનની
જરૂર છે.

૭૫૮. શ્રીમંત મનુષ્ય કાંઈ પણ હાથમાં લે ત્યારે તેની સ્થિતિ ટેકરી પર બેસી
હાથીની સાઠમારી જોનાર જેવી હોય છે.

૭૫૯. ખૂબ પૈસા એકઠા કરો. શત્રુનું અભિમાન ધૂળમાં
બીજું તીક્ષ્ણ શસ્ત્ર નથી.

મેળવવા માટે એના જેવું
૭૬૦.

નીતિને માર્ગે રહી જેણે ખૂબ ધન એકઠું કર્યું હોય છે
એ પુરુષાર્થ–ધર્મ અને કામ–સહજ રીતે પ્રાપ્ત થાય છે.

તેને જીવનના

સૈન્ય
૯૩

## પ્રકરણ ૭૭
## સૈન્ય

૭૬૧. રાજ્યની માલિકી હેઠળ જે કંઈ છે તેમાં સૌથી
વધારે મહત્ત્વ સુસજ્જ
સૈન્યનું છે. એ સુવ્યવસ્થિત અને મહાપરાક્રમી હોવું
જોઈએ. ૭૬૨. નિરાશાપૂર્ણ પરિસ્થિતિમાં ભયંકર હલ્લાઓ
વચ્ચે પણ મારું કે મરું એવા

અડગ નિરધાર સાથે માત્ર વીરો જ ટકી રહે છે.

૭૬૩. ઉંદરોની પ્રચંડ સેના સાગરની જેમ ગર્જના કરે તેનો શો અર્થ? ફણીધર

નાગના એક ફુત્કાર માત્રથી એ અવાજો બંધ થઈ જાય છે.

૭૬૪. જેને પરાજયનો

પરાક્રમની દીર્ઘ

પરિચય નથી, જે લાંચરુશવતથી પર છે અને જેની પાછળ પરંપરા છે એ જ ખરું સૈન્ય છે.

૭૬૫. સઘળા

ઝનૂન સાથે કાળ એની સામે આવીને ઊભો રહે તો પણ બહાદુરીથી

સામનો કરે એ જ ખરું સૈન્ય છે.

૭૬૬. પરાક્રમ, સ્વાભિમાન, ધાંધલ-ધમાલ વચ્ચે નિર્ણયશક્તિ અને ઉજ્જવળ

પરાક્રમોની પરંપરા પ્રત્યેનો આદરભાવ સૈન્યને અપરાજેય બનાવે છે.

૭૬૭.

ખરું સૈન્ય દુશ્મનોની રાહ જોતું બેઠું હોય છે, કારણ કે જ્યારે તે
લઈને આવે ત્યારે તેને કચડી નાખવાની એનામાં આત્મશ્રદ્ધા હોય

હુમલો ૭૬૮. સૈનિકો બહાદુર ન હોય અને પ્રતિકાર
છે. તો પણ સાચી વ્યૂહરચના ઘણી વાર

કરવાની તેમનામાં તાકાત ન હોય
સૈન્યને વિજય અપાવે છે.

૭૬૯.

સૈનિકોની સંખ્યા ઓછી ન હોય, તે આપસઆપસમાં ઝેરવેર અને ધિક્કારથી
ગ્રસ્ત ન હોય અને પગારને વાંકે ભૂખે મરતું ન હોય એવું સૈન્ય હંમેશાં
વિજય મેળવવાનું.

૭૭૦. હરોળ પર સંખ્યાબંધ સૈનિકો હોય પણ જો એને
માર્ગદર્શન આપનાર

સેનાની ન હોય તો એ સૈન્ય ટકી શકતું નથી.

## પ્રકરણ ૭૮

# યોદ્ધાનું આત્મગૌરવ

૭૭૧. મારા સેનાપતિને પડકારતા નહીં, ઓ
શત્રુઓ ! ભૂતકાળમાં એને આહ્વાન
કરનારા પથ્થરના પાળિયા થઈને ઊભા છે.

૭૭૨. જંગલમાં દોડતા સસલા પર સફળતાપૂર્વક ભાલો
ફેંકવા કરતાં હાથી પર
ફેંકેલો ભાલો નિષ્ફળ જાય એ વધુ સારું છે.

૭૭૩. રણાંગણમાં દયાહીન બનવું એ સૈનિકનો સદ્ગુણ છે. પણ પરાજિત દુશ્મનને ઉદાર હૃદયે ક્ષમા આપવી એમાં સાચી મોટાઈ છે. તેથી પરાક્રમ પણ શોભી ઊઠે છે.

૭૭૪. યોદ્ધો હાથી તરફ ભાલો ફેંકે છે અને બીજો
ભાલો હાથ કરવા પાછો
ધસે છે :
ત્યાં તો પોતાના જ શરીરમાં ભાલો ભોંકાયેલો જોઈ એ ખુશખુશ
થઈ ગયો ને તેણે ભાલાને બહાર ખેંચી કાઢ્યો.

૭૭૫. વીર પુરુષ તરફ ભાલો ફેંકવામાં આવે અને
માંડે એ એને માટે શરમરૂપ નથી શું ?
તેની આંખ પલકારા મારવા

૭૭૬. જે દિવસોએ શરીર પર ઊંડા જખમ થતા નથી
વ્યર્થ ગયેલા ગણે છે.

તે દિવસોને વીર પુરુષ

૭૭૭. ત્રિભુવનવ્યાપી કીર્તિ મેળવવા
આંખ પગમાં પહેરેલો તોડો*

ઉત્સુક અને પ્રાણની પણ પરવા ન કરનારની
જોઈને ધન્યતા અનુભવે છે.

૭૭૮. રણાંગણમાં પ્રાણની પરવા ન કરનાર જ ખરા વીર પુરુષો છે. તેમના ઉપરી સખત કડકાઈ દાખવતા હોય તો પણ તેઓ શિસ્તનો ભંગ કરતા નથી.

૭૭૯. હાથ પર લીધેલ કાર્યને સિદ્ધ કરવા
ઠપકો આપવાનો હક્ક કોને છે ?
પ્રાણની આહુતિ આપનાર વ્યક્તિને

૭૮૦. સેનાપતિની આંખોમાંથી અશ્રુ ચાલ્યાં જાય એવા

વીર મૃત્યુને વરવા એક
વખત મૃત્યુ પાસે ભીખ માગવી પડે એ શ્રેષ્ઠતર છે.

---

* તમિળ પ્રદેશ જ્યારે સ્વતંત્ર હતો ત્યારે અજેય વીર પુરુષ ડાબા પગની ઘૂંટી પર તોડા
પહેરતો.



## પ્રકરણ ૭૯

# મૈત્રી

૭૮૧. મૈત્રી સંપાદન કરવા જેટલું અઘરું કાર્ય
આ દુનિયામાં બીજું કયું ?
દુશ્મનોના
કાવાદાવા સામે રક્ષણ કરે એવું મૈત્રી સમાન બીજું કયું કવચ
છે ?

૭૮૨. શીલવાન વ્યક્તિઓની મૈત્રી શુક્લ પક્ષના ચન્દ્રની વૃદ્ધિ
પામતી કળા જેવી છે,

પણ મૂર્ખનો સંગ ક્ષીણ થતી ચન્દ્રકળા જેવો છે.

૭૮૩. સજ્જનોની મૈત્રી મહાન ગ્રન્થના અધ્યયન જેવી છે: તેમાં તમે જેટલા
ઊંડા ઊતરશો તેટલી પ્રસન્નતા પામશો.

૭૮૪. મૈત્રીનો ઉદ્દેશ મોજમજા માણવાનો નથી, પણ સન્માર્ગ ચૂકી ગયેલાને
તત્કાળ કડવી સલાહ આપવાનો છે.

૭૮૫. સતત મિલન અને સહચાર ઉપરછલ્લાં છે: હૃદયોનું ઐક્ય મૈત્રીના
બંધનને સુદૃઢ કરે છે.

૭૮૬. મુખ પર હાસ્ય લાવે એવો સહચાર એ મૈત્રી નથી: મૈત્રી તો હૃદયને
આનંદથી પરિપ્લાવિત કરે છે.

૭૮૭. ખોટાં કાર્ય કરવામાંથી તમને પાછા વાળે, સન્માર્ગ તરફ દોરી જાય અને
વિપત્તિમાં તમારી પડખે ઊભો રહે એ જ ખરો મિત્ર.

૭૮૮. ઊડતાં વસ્ત્રોને લીધે ખુલ્લાં પડી ગયેલાં અંગોને ઢાંકવા વ્યક્તિનો હાથ જેમ

સ્ફૂર્તિ કરે તેમ આપત્તિમાં આવી પડેલા મિત્રને મદદ કરવા જે ઝડપથી

વહારે ધાય તે જ સાચો મિત્ર.

૭૮૯. મૈત્રી પોતાનો દરબાર ક્યાં ભરે છે? જ્યાં બે હૃદય પૂર્ણ ઐક્યથી ધબકતાં

હોય અને હરેક રીતે એકબીજાની ઉન્નતિ સાધવા સાથે પ્રયત્ન કરતાં હોય ત્યાં. ૭૯૦. 'હું એને આટલો ચાહું છું, અને તે મને આટલો ચાહે છે,' એવું ભલે તે

ગર્વથી કહેતો હોય, પણ એવા મૈત્રીસંબંધમાં કૃપણતા રહેલી છે અને તેનો

હિસાબ કાઢી શકાય છે.

૯૬

કુરળ

## પ્રકરણ ૮૦

# મિત્રાચારીની યોગ્યતા માટેની કસોટી

૭૯૧. પારખું કર્યાં વિના મૈત્રી કરવી એનાથી મોટું બીજું કોઈ અનર્થ નથી,
કારણ કે દિલવાળો મનુષ્ય એક વખત મિત્રાચારી કર્યા પછી કદી છોડી
દેતો નથી.

૭૯૨. પ્રથમ કસોટી કર્યાં વિના જે મિત્રો બનાવે છે તે આપમેળે જ સંકટો
વહોરી લે છે, અને આવી મિત્રતાનું પરિણામ આખરે મૃત્યુ છે.

૭૯૩. તમે જેને મિત્ર બનાવવા ચાહતા હો તેના કુટુંબનો, તેનાં ગુણાવગુણનો,
તેના તમામ સાથીદારો તેમ જ સંબંધીઓનો વિચાર કર્યાં પછી જ તેની
સાથે મૈત્રી બાંધો.

૭૯૪. સારા કુટુંબમાં જન્મ્યો હોય અને નિંદા કે અપકીર્તિથી ડરતો હોય તેની
મૈત્રી પ્રાપ્ત કરવા માટે કિંમત ચૂકવવી પડે તો ચૂકવવી અને તેની મૈત્રી કરવી. ૭૯૫. સન્માર્ગ જાણનાર અને તમે આડેઅવળે માર્ગે ચડી જાવ ત્યારે ઠપકો

આપી સીધા માર્ગે વાળનારની મૈત્રી કરો.

૭૯૬. આપત્તિમાં પણ સદ્ગુણ વસેલો છે, કારણ કે મિત્રોની વફાદારીનું માપ
કાઢવા માટે વિપત્તિ માપદંડ છે.

૭૯૭. મનુષ્યને માટે સૌથી વધુ લાભદાયક બાબત કઈ? — મૂર્ખ મનુષ્યોની
મૈત્રીમાંથી મુક્તિ.

૭૯૮. તમારા ઉત્સાહને મંદ કરી નાખે એવા વિચારો કરતા જ નહીં. આપત્તિમાં
તમને હિંમત આપવાને બદલે નબળા પાડી નાખે એવા મિત્રો કરતા નહીં.

૭૯૯. આપત્તિને સમયે
વિચાર કરશે તો

દગો દેનાર વ્યક્તિની મિત્રતાનો મનુષ્ય મરતી વખતે પણ
એના હૃદયમાં પારાવાર વેદના થશે.

૮૦૦. પવિત્ર વ્યક્તિઓ સાથે ઉત્સાહપૂર્વક મૈત્રી કેળવો, પણ જે મૈત્રી માટે
લાયક ન હોય તેમને ભેટ આપવી પડે તો તે આપીને

પણ એમનો સંગ
તજી દો.

ઘનિષ્ઠતા

૮૭

## પ્રકરણ ૯૧
## ઘનિષ્ઠતા

૮૦૧. પ્રિયજને લીધેલી છૂટ સામે રોષ વ્યક્ત ર્ક્યા વિના
એ મૈત્રીને ઘનિષ્ઠ કહેવાય.
જે અનુકૂળ થઈને રહે

૮૦૨. સરળ અને સહજ વ્યવહાર એ જ સાચી મૈત્રીની
આધારશિલા છે. આવી
મૈત્રીથી માઠું ન લગાડે એ જ સુપાત્ર માનવી
કહેવાય.

૮૦૩. વ્યવહારમાં જો સ્વતંત્રતા અને સહજતા ન હોય તો
દીર્ઘકાળની પ્રગાઢ
મૈત્રીનો શો અર્થ ?

૮૦૪. ઘનિષ્ઠતાને કારણે મિત્રો પૂર્વસંમતિ વિના
કોઈ પણ કામ કરે ત્યારે

હૂંફાળા હૃદયવાળા મિત્રો એની લાગણીનો જ વિચાર કરશે અને એના

કામને સારું જ ઘટાવશે.

૮૦૫. મિત્રો જ્યારે આઘાત પહોંચાડે એવું કરે ત્યારે કાં તો એમાં તમારી સાથેના

પૂર્ણ સાયુજ્યનો ભાવ હોય છે, અથવા તેઓનું અજ્ઞાન એમાં કારણ-

ભૂત હોય છે.

૮૦૬. પોતાના વિનાશનું નિમિત્ત બનેલા મિત્રનો પણ ખરો મિત્ર હૃદયથી ત્યાગ

કરતો નથી.

૮૦૭. દીર્ઘ સમય સુધી અન્ય પ્રત્યે પ્રેમ રાખનારનો મહિમા કરો: મિત્ર વારંવાર

હાનિ પહોંચાડતો હોય છતાં એ મિત્ર પ્રત્યેની લાગણી ઓછી કરતો નથી.

૮૦૮. પોતાના પ્રિય મિત્રના દોષો સાંભળવા પણ તૈયાર નથી એવા મનુષ્યનો

મહિમા કરો: અરે, મિત્રો લાગણી દુભાવે ત્યારે પણ એ ઉત્સવનો દિવસ

બની જાય છે.

૮૦૯. અખંડ ભાવથી અન્યને ચાહનાર મનુષ્યનો મહિમા કરો : સમગ્ર જગતને

એ પ્રિય થઈ પડશે.

૮૧૦.

પુરાણા મિત્રો કાજે જે લાગણીમાં ફેરફાર કરતા નથી એવા મહિમા કરો : શત્રુઓ પણ તેમને પ્રેમથી જુએ છે.

મનુષ્યોનો



કુરળ

## પ્રકરણ ૮૨
# હાનિ કરતી મિત્રતા

૮૧૧. જે લોકો તમને સાચા હૃદયથી ચાહતા નથી પણ લાગણી દર્શાવી લાભ

ઉઠાવવા માગે છે તેમનાથી સાવધ રહો. એમની મિત્રતા

વધવાને બદલે ઘટે
એમાં જ મીઠાશ છે.

૮૧૨. લાભમાં હોય ત્યારે તમારી ખુશામત કરે, અને તમે ઉપયોગી ન હો ત્યારે
તમને તજી દે, એવા નીચ અને દુષ્ટ મનુષ્યથી સાવધ રહો. ૮૧૩. મિત્ર પાસેથી કેટલો લાભ મળશે એવી ગણતરી કરનારાઓથી સાવધ
રહો: તેઓ વેશ્યા અને ચોરના વર્ગમાં આવે છે.
૮૧૪. કેટલાક માણસો રણમેદાનમાં અસવારને ફેંકી દઈને ભાગી જનાર અક્કડ
ઘોડા જેવા હોય છે. આવા મિત્રો હોય તે કરતાં તો એકલા રહેવું સારું. ૮૧૫. ખરી ભીડ હોય ત્યારે વિશ્વાસુ મિત્રને તજી દેનાર નીચ મનુષ્યોથી સાવધ
રહો: એવાની મિત્રતા ન રાખવામાં જ શ્રેય છે.
૮૧૬. મૂર્ખ મિત્ર કરતાં શાણો શત્રુ લાખ દરજ્જે સારો.
૮૧૭. ઉદાર અને ખુશામતભરી મિત્રતા કરતાં શત્રુનો દ્રૈષ કરોડ દરજ્જે સારો. ૮૧૮. સિદ્ધિ સંપન્ન

કરી શકાય એવા સાહસમાં રોકાયેલા હો ત્યારે અંતરાય ઊભો
કરનાર માણસોથી સાવધ રહો : એમને કંઈ કહ્યા વિના
મિત્રતા ત્યજી દો.
ધીમે ધીમે એમની
૮૧૯.

કહે કંઈ અને કરે કંઈ એવા મનુષ્યથી સાવધ રહો : સ્વપ્નમાં
મિત્રતા યાદ કરવી કટુતાભરી લાગે છે.

પણ તેમની

૮૨૦. સાથે હોય ત્યારે મીઠું બોલે પણ સમૂહમાં નિંદા
સંગત કરશો નહિ.

કરે એવા મનુષ્યની કદી

જૂઠી મૈત્રી



પ્રકરણ ૮૩

# જૂઠી મૈત્રી

૮૨૧. દુશ્મન મિત્રાચારીનો ઢોંગ કરે છે એ તો માત્ર એરણ
        તેના ઉપર જોરથી ઘણ ઝીંકે છે.
છે. તક મળતાં એ ૮૨૨. હૃદયથી ચાહતા ન હોય છતાં મિત્ર
હોવાનો દેખાવ કરે તેમનાથી સાવધ
        રહો : સ્ત્રીના હૃદયની માફક તેમની મિત્રતા ફરતી
રહેશે. ૮૨૩. ઉગ્ર અભ્યાસ અને આધ્યાત્મિક અભિમુખતા
હોય તો પણ શત્રુ હૃદયમાંથી
        દ્વેષના શલ્યને દૂર કરી શકે નહીં.
૮૨૪. બહારથી હસતા પણ અંદરથી દ્વેષને પોષતા પાખંડીથી
ચેતતા રહો. ૮૨૫. તમને હૃદયથી ચાહતા ન હોય એમનાથી
સાવધાન રહો : એમના શબ્દો
        તમને લલચાવે તો પણ રજભાર વિશ્વાસ મૂકતા નહીં.
૮૨૬. મિત્રતાની મધુર વાણી બોલનારો શત્રુ ક્ષણમાં ખુલ્લો
પડી જવાનો. ૮૨૭. શત્રુ લળીલળીને બોલે તો પણ
વિશ્વાસ કરતા નહીં : ધનુષ્ય વળે છે ત્યારે
        જ મર્મવેધી તીર છૂટે છે.
૮૨૮. દંભી મિત્ર હાથ જોડે ત્યારે પણ તેમાં શસ્ત્ર ગોપિત
હોય છે; એનાં આંસુ

પણ મગરનાં આંસુ હોય છે.

૮૨૯. ઉપરઉપરમાં પ્રશંસા કરે પણ ખાનગીમાં તિરસ્કાર કરી હસે એનાથી ચેતતા

રહેજો : જાહેરમાં

ભલે એની સાથે ગમ્મત કરો પરંતુ મૈત્રીના આલિંગનમાં

હો ત્યારે તેને કચડી નાખો.

૮૩૦. મિત્રતાનું મહોરું

પહેરીને આવેલા શત્રુ સાથે જાહેરમાં સંબંધ ન કાપી

શકાય તો પણ હૃદયથી સ્નેહનો સંબંધ કદી ન બાંધશો.

૯૦

- કુરળ

## પ્રકરણ ૯૪

## મૂર્ખતા

૮૩૧.

મૂર્ખની વ્યાખ્યા જાણવી છે? લાભદાયી હોય તેને ફેંકી દે

પહોંચાડે તેવું હોય તેને જડની જેમ વળગી રહે એ મૂર્ખ.

અને હાનિ

૮૩૨. અયોગ્ય અને અપાત્ર પ્રત્યે હૃદયનું ખેંચાણ થાય તેના જેવી બીજી કોઈ

મૂર્ખતા નથી.

૮૩૩. મૂર્ખ માણસ કર્તવ્યની ઉપેક્ષા કરે છે અને ઉદ્દંડ બને છે. એમાં લજ્જાનો

અંશ પણ હોતો નથી. માણવા જેવું તે કદી યે માણી શકતો નથી.

૮૩૪. મનુષ્ય વિદ્વાન, સૂક્ષ્મ બુદ્ધિનો
પોતાની વાસનાનો ગુલામ બનીને

અને અન્યને શિખવાડતો હોય છતાં એ
રહે એનાથી વિશેષ મૂર્ખતા કઈ હોઈ શકે?

૮૩૫. મૂર્ખ માણસને એક જ જન્મમાં સાત ભવ સુધી પોતાનું સ્થાન નરકના એક

નાનકડા ખાડામાં છે એવું અગાઉથી નક્કી કરવાનું વરદાન મળ્યું હોય છે.

૮૩૬. ગંભીર જવાબદારીનું કાર્ય હાથ ધરતા મૂર્ખથી સાવધ રહો. એ કાર્યને માત્ર

વણસાડશે જ નહીં, વિનાશને રસ્તે લઈ જશે.

૮૩૭. મૂર્ખના હાથમાં ખજાનો આવે તો અજાણ્યા માણસો ઉજાણી કરે અને

સગાંવહાલાં ભૂખે મરે.

૮૩૮. કિંમતી ચીજ મૂર્ખના હાથમાં આવે તો તે પાગલની માફક વર્તવા માંડશે

અને અસ્થિર બની જશે.

૮૩૯. મૂર્ખની મિત્રતા ખૂબ આનંદદાયક હોય છે : માણસ જ્યારે એનાથી છૂટો

પડે ત્યારે વેદના અનુભવતો નથી !

૮૪૦. શાણા માણસોના સમૂહમાં મૂર્ખનું આગમન ગંદા પગને ઊજળા પલંગ પર

મૂકવા સમું છે.

## પ્રકરણ ૮૫

# આહંકારયુક્ત મૂર્ખાઈ

૮૪૧. સમજણના અભાવ જેવી કોઈ ગરીબાઈ નથી : જગત બીજી ગરીબાઈને
ગરીબાઈ ગણતું નથી.

૮૪૨. મૂર્ખ મનુષ્ય સ્વેચ્છાએ ભેટ આપે ત્યારે તે લેનારનું ભાગ્ય જ કામ કરે છે.
એમ માનવું.

૮૪૩. શત્રુઓ પણ જે પીડા ન પહોંચાડી શકે, એને મૂર્ખ મનુષ્ય આપમેળે
નોતરતો હોય છે.

૮૪૪. મર્મનું છીછરાપણું ક્યાં છે તે તમારે જાણવું છે ? જ્યાં અહંકાર જ

પોતાની જાતને કહે હું શાણો છું, ત્યાં.

૮૪૫. પોતાની પાસે નથી એવા જ્ઞાનનો દંભ કરે તેવા મૂર્ખથી સાવચેત રહો :

એ ખરેખર જાણતો હોય એવી બાબતો વિષે પણ આપણા મનમાં શંકાઓ

ઉપસ્થિત કરે છે.

૮૪૬. મનની વિકૃતિઓ અનાચ્છાદિત હોય એવો મૂર્ખ માણસ પોતાની નગ્નતાને

ઢાંકે એમાં એનું શું ભલું થવાનું ?

૮૪૭. રહસ્ય જીરવી ન શકે એવા છીછરા માણસથી સાવધ રહો : એ પોતાની

જાત ઉપર જ મહાન આપત્તિઓ નોતરવાનો.

૮૪૮. બીજાની સારી સલાહ સાંભળતો નથી કે સામું શું છે તે જાતે સમજતો

નથી એવા મનુષ્યથી સાવધ રહો : મૃત્યુપર્યંત એ સગાં–સંબંધીઓ માટે

આફત સમાન છે.

૮૪૯. મૂર્ખને સમજાવવાનો પ્રયત્ન કરે છે તે પોતે જ મૂર્ખ છે : મૂર્ખ મનુષ્ય

એકાક્ષી જ હોય અને પોતાના કક્કાને એ કદી ખોટો માનતો નથી.

૮૫૦. સમગ્ર જગત જેનું પ્રતિપાદન કરે છે એની અવહેલના કરનારથી સાવચેત

રહો : લોકો એને શેતાન તરીકે જોવાના.



## પ્રકરણ ૮૬
# વિદ્રોહી મનઃસ્થિતિ

૮૫૧. વિદ્રોહી મિજાજ એ દુષ્ટ મનોદશા છે અને માનવીઓમાં વિકાસ પામતો

આ વિકાર દ્વેષ તરીકે ઓળખાય છે.

૮૫૨. ઇરાદાપૂર્વક ઝઘડો કરવાના હેતુથી પાડોશી હાનિ પહોંચાડે ત્યારે પણ

વેરનો બદલો વેરથી ન વાળવો એ જ ઉત્તમ છે.

૮૫૩. વાતવાતમાં અન્યની સાથે ઝઘડો કરવાની ટેવ એ ખરેખર ગંભીર વ્યાધિ

છે : મનુષ્ય જો એમાંથી મુક્ત થાય તો એને સનાતન

કીર્તિ મળે.

૮૫૪. દુષ્ટમાં દુષ્ટ એવી વિદ્રોહી મનઃસ્થિતિની તું અવગણના કરે તો તું સર્વોત્તમ

આનંદને પ્રાપ્ત કરી શકીશ.

૮૫૫. વેરભાવને અળગો રાખવાનું સામર્થ્ય ધરાવનાર વ્યક્તિને ઉથલાવી પાડવાની

કોણ ઇચ્છા કરશે ?

૮૫૬. પાડોશીઓ સાથે વૈરભાવ ઊભો કરવામાં રાચનાર વ્યક્તિને લથડિયું ખાઈ

પડી જતાં વાર નહીં લાગે.

૮૫૭. સંઘર્ષની લતવાળા અને કિન્નાખોર સ્વભાવના રાજકુમારથી ચેતીને ચાલજો.

પ્રજાનો વિકાસ સાધતી નીતિ એને ક્યારેય નહીં સૂઝવાની.

૮૫૮. સંઘર્ષનો અભાવ સમૃદ્ધિને નોતરે છે: પણ સંઘર્ષ તો વિનાશને આવી પહોંચતાં વાર નહિ લાગે.

કૂદકે ને ભૂસકે વધશે

૮૫૯. નસીબ ઊઘડવાનું હશે
પણ એના ભાવિમાં

ત્યારે મનુષ્ય તમામ ઉશ્કેરણીઓની અવગણના કરશે,
જો વિનાશ નિર્માણ થયેલો હશે તો એ પાડોશીઓ
સાથે ઝઘડો કરવાની કોઈ તક જતી નહીં કરે.

૮૬૦. ઝઘડામાંથી કડવાશ જ ઊભી થાય છે,
પણ ભલાઈમાંથી તો શાંતિ અને
સુમેળનું શ્રેષ્ઠ ફળ મળે છે.

શત્રુનાં લક્ષણો

૯૩

## પ્રકરણ ૮૭

## શત્રુનાં લક્ષણો

૮૬૧. શક્તિશાળીઓ સાથે લડશો નહીં : તમારા કરતાં નબળા હોય તેમની સામે
અવિશ્રાંતપણે લડયે જાવ.

૮૬૨. ઘાતકી અને સાથીઓવિહોણા તેમ જ
એકલા ઝૂઝવાની તાકાતવિહોણા
રાજવીથી સાવધ રહો : દુશ્મનનાં દળોનો એ શી રીતે સામનો કરી શકવાનો છે? ૮૬૩. હિંમત, સમજ કે ઔદાર્ય

વિનાનો રાજવી પાડોશી રાષ્ટ્રો સાથે શાંતિથી

ન રહેતો હોય તો સરળતાથી દુશ્મનોનો શિકાર બની જવાનો.

૮૬૪. દુષ્ટ સ્વભાવનો અને વાચાળ રાજવી હરેક સમયે અને સ્થળે દરેકનો.

શિકાર બનવાનો.

૮૬૫. કુનેહ વગરના, સ્વમાન પરત્વે બેદરકાર, રાજ્યશાસ્ત્ર અને એને લગતા.

આદેશોની ઉપેક્ષા કરનાર રાજવીને જોઈ ને દુશ્મનો રાજી થવાના. ૮૬૬. કામવાસનાના દાસ અને ક્રોધાન્ધ થઈ વિવેકભાન ગુમાવનાર રાજવીની

દુશ્મનાવટને શત્રુઓ આવકારશે.

૮૬૭. સાહસિક પણ સફળતા માટે અનુકૂળ

સામે જરૂર પડે તો કિંમત ચૂકવીને પણ

કાર્યો નહીં કરનાર રાજવીની દુશ્મનાવટ કરવી જોઈએ.

૮૬૮. રાજવીમાં સદ્‌ગુણો નહીં હોય : એના

નહીં હોય અને દુર્ગુણો હશે તો એના કોઈ મિત્રો. શત્રુઓ એથી આનંદિત થશે.

૮૬૯. મૂર્ખ અને નામર્દનો સામનો કરવાનો હોય ત્યારે દુશ્મનો રાજી રાજી

થઈ જાય છે.

૮૭૦. મૂર્ખ પાડોશી સાથે

લડવામાં બેદરકાર અને સરળ વિજય મેળવનાર

રાજવીને કીર્તિ ક્યારે ય નહીં મળવાની.



## પ્રકરણ ૮૮

# શત્રુઓનું માપ કાઢવું

૮૭૧. નિંદ્ય કહેવાતી શત્રુતાની મજાકમાં પણ ખુશામત ન કરવી જોઈએ.

૮૭૨. ધનુષ્યને શસ્ત્ર તરીકે ધારણ કરનારને પડકારો તો વાંધો નથી, પણ જીભને
શસ્ત્ર બનાવનારને ઉશ્કેરશો નહિ.

૮૭૩. અસંખ્ય શત્રુઓને યુદ્ધમાં પડકાર ફેંકનાર મિત્રો વિનાનો રાજવી સૌથી
મોટો પાગલ છે.

૮૭૪. દુશ્મનોને મિત્રરાજ્યોમાં ફેરવી નાખવાની કુનેહવાળા રાજવીની સત્તાનો
અંત ક્યારે ય નહિ આવે.

૮૭૫. મિત્રરાજ્યોના સહકાર વિના તમારે બે શત્રુઓનો સામનો કરવાનો હોય
તો એમાંથી એકને તમારા પક્ષે લઈ લેવા પ્રયત્ન કરજો.

૮૭૬. તમે ભીડમાં હો ત્યારે પાડોશીને મિત્ર કે દુશ્મન બનાવવાનું નક્કી ન
કરતા. તે સમયે તો તેને એકલો જ રહેવા દેજો.

૮૭૭. ન જાણતા હોય તેમને તમારી આપત્તિઓ જણાવતા નહીં : દુશ્મનો

આગળ તમારી નિર્બળતાઓ ખુલ્લી ન પાડતા.

૮૭૮. ડહાપણભર્યું આયોજન કર, સાધનસામગ્રીને એકત્રિત કર અને સંરક્ષણ

માટે જોગવાઈઓ રાખ: આટલું કરીશ તો તારા દુશ્મનોનો ગર્વ ધૂળમાં

મળી જશે.

૮૭૯. કાંટાળું વૃક્ષ નાનું હોય ત્યારે જ એને પાડી નાખો : એ મોટું થશે તો

પાડનારના હાથને જ કાપી નાખશે.

૮૮૦. પડકારના ગર્વનું ખંડન ન કરનાર ખરેખર લાંબો સમય ટકી શકતા નથી.

ઘરભેદુ

પ્રકરણ ૮૯

## ઘરભેદુ

૮૮૧. રોગ પેદા કરે તેવાં ઉપવનો

અને ફુવારાઓ આનંદ આપતાં નથી: એવી જ

રીતે પોતાનો નાશ શોધતાં સગાંવહાલાં પણ ઘૃણારૂપ
છે. ૮૮૨. ખુલ્લી તલવાર જેવા દુશ્મનથી ડરતા નહીં : મિત્ર
સાવધ રહેજો.
તરીકે આવતા શત્રુથી

૮૮૩. છૂપા શત્રુ સામે જાતનું રક્ષણ
કરજો : નહીંતર તમારી મૂંઝવણની પળે
કુંભાર વાસણને છેદે તેમ તમને તે છેદી નાખશે.
૮૮૪. તમારો દુશ્મન મિત્ર હોવાનો દંભ કરતો હોય તો એનાં
કાવતરાંઓ ઘણાં
હશે અને તમારાં પ્રિયજનોને એ બગાડયા વિના નહીં
રહે.

૮૮૫. તમારો સગો વિશ્વાસઘાતી બનશે તો તમારા પર
અસંખ્ય આપત્તિઓ
ઉતારશે અને તમારા જીવનને જોખમમાં મૂકશે.
૮૮૬. રાજવીના પરિવારમાં વિશ્વાસઘાત પ્રવેશ કરે પછી
એક અથવા બીજા
દિવસે રાજવી તેનો ભોગ બન્યા વિના નહીં રહે.

૮૮૭. જે ઘર વિશ્વાસઘાતીને આશ્રય આપે છે તે ઢાંકેલા

વાંસણ જેવું છે :

એ ઘર વહેંચાઈ ગયેલા જેવું ન લાગે,
પણ એ ક્યારે ય એક બનવાનું નહીં. ૮૮૮. જે ઘરમાં
વિશ્વાસઘાતીઓને આશ્રય મળ્યો હોય તેનાથી સાવધ રહેજો :
લોખંડના ટુકડાને કાનસ કાપે તેમ એ ઘર માટી ભેગું
થઈ જવાનું. ૮૮૯. મતભેદ તલમાં
પડેલી ચિરાડ જેટલો નાનો હોય, છતાં જે ઘરમાં વિશ્વાસ-
ઘાતીને આશ્રયસ્થાન મળ્યું તેના ઉપર વિનાશ
તોળાઈ રહેવાનો. ૮૯૦. હૃદયથી ધિક્કારનાર સાથે ખૂબ
હળીમળી જનારની સ્થિતિ ઝૂંપડામાં નાગ
સાથે રહેતા માણસ જેવી છે.

૯૬
કુરળ

## પ્રકરણ ૯૦

# શક્તિશાળીઓને ન દુભાવવા

૮૯૧.

પોતાનું રક્ષણ ઇચ્છતી વ્યક્તિએ, તમામ પ્રકારનું નુકસાન પહોંચાડનાર વ્યક્તિની લાગણી ન દુભાય તેની પૂરેપૂરી કાળજી રાખવી જોઈએ.

૮૯૨. મનુષ્ય મોટા માણસોનો અનાદર કરશે તો તેમની સત્તાને લીધે અનિવાર્ય

દુઃખોનો તે ભોગ બનશે.

૮૯૩. તમે તમારો વિનાશ ઇચ્છો છો ? તો સારી સલાહ સાંભળવા માટે તમારા

કાન બંધ કરી દો અને ગમે ત્યારે તમારો નાશ કરવાનું સામર્થ્ય ધરાવનાર

માણસને છંછેડો.

૮૯૪. શક્તિશાળી મનુષ્યોને હાનિ પહોંચાડનાર પોતાને હાથે જ યમરાજાને

નિમંત્રણ આપે છે.

૮૯૫. ખૂબ જ શક્તિશાળી રાજવીના ક્રોધને છંછેડનાર ગમે ત્યાં જાય પણ

સમૃદ્ધ નહીં થવાના.

૮૯૬. ભયંકર આગમાં સપડાઈ ગયેલા જીવતાં નીકળે એવું

બને, પણ શક્તિશાળી-

એને હાનિ પહોંચાડનાર માટે સલામતી નથી.

૮૯૭. પ્રચંડ આત્મશક્તિવાળા સંતોનો કોપ ઊતરે તો કીર્તિમઢેલી જિંદગી

કે આંજી દેતો વૈભવ ક્યાં રહેવાનાં ?

૮૯૮. પહાડ જેવા સામર્થ્યવાળા સર્વનાશ ઇચ્છશે તો સનાતન પાયા પર પોતે

પ્રતિષ્ઠિત થયા છે એવું માનતા રાજવીઓ પણ પોતાનાં સ્વજનો સાથે

મરણાસન્ન થવાના.

૮૯૯. પવિત્ર વ્રતોવાળા કોપાયમાન થાય તો દેવોનો રાજા સ્થાનભ્રષ્ટ થઈ સાર્વ-

ભૌમત્વ ગુમાવવાનો.

૯૦૦. મહાન આત્મસામર્થ્ય ધરાવતા મનુષ્યના ગુસ્સાનો ભોગ બનનાર રાજાઓ

ગમે તેવો સંગીન ટેકો હશે તો પણ બચી શકવાના નહીં.

**સ્ત્રીનું વર્ચસ્વ**

## પ્રકરણ ૯૧
# સ્ત્રીનું વર્ચસ્વ

૯૦૧. પત્ની પાછળ ઘેલા થનાર મહત્તા નહીં મેળવી શકે. મહાન કાર્ય કરવાની
આકાંક્ષા રાખનારે આવા પ્રલોભનથી દૂર રહેવું જોઈએ.

૯૦૨. પત્ની પ્રત્યે પામર ઘેલછા રાખનાર અન્ય માણસોમાં ઉપહાસપાત્ર બની
જશે અને શરમથી એ મોં નહીં બતાવી શકે.

૯૦૩. પત્ની આગળ વધુ
પડતી નમ્રતા ધરાવનાર વ્યક્તિ સજ્જનોને મોં બતાવતાં
શરમ અનુભવે છે.

૯૦૪. પત્નીના એક અવાજે કંપતા માનવીનો ક્યારે ય ઉગારો નથી; એ દુર્ભાગીની
શક્તિઓનો ક્યારે ય મહિમા નહીં થવાનો.

૯૦૫. જે પત્નીથી ડરે છે એ ક્યારે ય સજ્જન મનુષ્યનું

કામ કરવાની હિંમત

દાખવી શકતો નથી.

૯૦૬. પત્નીના નાજુક અને કોમળ હાથથી ચકિત થનાર વ્યક્તિ ભલે ભગવાનની જેમ જીવે પણ તેને કોઈ માન નહીં આપે.

૯૦૭. ત્રિયારાજને વશ વર્તનાર વ્યક્તિ કરતાં શરમાળ

કુમારિકા વધુ પ્રતિષ્ઠિત છે. ૯૦૮. પત્નીની આજ્ઞા પ્રમાણે વર્તનાર વ્યક્તિ મિત્રોની ઇચ્છાઓ પૂરી નહીં કરી

શકે અને કંઈ સારું કામે ય નહીં કરી શકે.

૯૦૯. ત્રિયારાજને વશ થનાર વ્યક્તિ પાસે પ્રામાણિકતા, સમૃદ્ધિ કે પ્રેમનો

આનંદ જોવા નથી મળતો.

૯૧૦. જેમની મીટ મહત્તાના શિખર પર મંડાઈ છે અને જેમના પર ભાગ્યદેવીની

કૃપા છે એ વ્યક્તિ ક્યારે ય પત્ની પ્રત્યે મૂર્ખતાભરી ઘેલછા સેવતી નથી. **૯૧**

## પ્રકરણ ૯૨
## વેશ્યા

૯૧૧.

પુરુષને પ્રેમને કારણે નહીં પણ વૈભવને કારણે ઇચ્છે
પ્રતારણાઓ એમને દુઃખમાં જ ધકેલશે.

એવી સ્ત્રીઓની

૯૧૨. પ્રેમનો દંભ કરી લાભ પર
સતત નજર રાખનાર સ્ત્રીના ચારિત્ર્યનો વિચાર
કરી એને દૂર રાખો

૯૧૩. પ્રેમીને આલિંગતી વેળા વેશ્યા પ્રેમનો
કાજળકોટડીમાં અજાણ્યા માણસના મૃત

દંભ કરે છે, પણ ખરેખર તો
દેહને સ્પર્શતી હોય તેવો ભાવ
અનુભવતી હોય છે.

૯૧૪. પવિત્ર
કાર્યો જ કરવાની ઇચ્છાવાળી વ્યક્તિનો મહિમા કરો : તેઓ

વેશ્યાના

સ્પર્શથી ભ્રષ્ટ થઈ જતા નથી.

૯૧૫. સ્પષ્ટ સમજશક્તિમાં ઊંડો અભ્યાસ ભળેલો હોય તેવી વ્યક્તિઓ વેશ્યા-

ઓના સ્પર્શથી ભ્રષ્ટ થતી નથી.

૯૧૬. પોતાનું ભલું ઇચ્છતી વ્યક્તિઓનો મહિમા કરો : તેઓ અશ્લીલ આનંદ

વેચનારી લંપટ સ્ત્રીના હાથનો સ્પર્શ કરતી નથી.

૯૧૭. વિલાસી પુરુષોથી સાવચેત રહો : હૃદય અન્ય સ્થળે હોય છતાં દેહથી બીજાને

આલિંગન આપતી સ્ત્રીને તેઓ શોધવાના.

૯૧૮. સમજશક્તિ વિનાના માણસને કપટી સ્ત્રીનું આલિંગન એકાંતમાં વાગતા

વાદ્યની મોહિની જેવું લાગે છે.

૯૧૯. શૃંગારસજિત વેશ્યાના નાજુક હાથ નરકના ખાડા જેવા છે : અધમ મૂર્ખાઓ એમાં ડૂબી મરે છે.

૯૨૦. ભાગ્યની અવકૃપા થઈ હોય એવા માણસોને વેશ્યાઓ, માદક પીણાં અને

જુગારમાં મજા આવે છે.

## પ્રકરણ ૯૩
# સુરાપાનનિષેધ

૯૨૧. માદક પીણાંના વ્યસનીઓ શત્રુઓની કદી ચિંતા
કરેલી કીર્તિ ગુમાવે છે.

કરતા નથી અને સંપન્ન

૯૨૨. કોઈએ પણ માદક પીણાં પીવા નહીં; હા, જેમને

સજ્જનોના આદરની
ખેવના નથી તે લોકોને પીવા હોય તો ભલે પીએ.

૯૨૩. નશીલા માણસની સ્થિતિ જન્મદાત્રી માતાને પણ

ઘૃણાસ્પદ લાગે છે, તો
સજ્જન માણસોને એ કેવો લાગતો હશે ?

૯૨૪. માદક પીણાં જેવા અધમ વ્યસનનો ભોગ બનનારને

સજ્જનો 'લજ્જાસ્પદ'

કહી પીંડ ફેરવી દે છે.

૯૨૫. પોતાની મિલકત ખરચી બદલામાં ભાવશૂન્યતા મેળવવી એ મૂર્ખતાની
પરાકાષ્ઠા છે.

૯૨૬. તાડી નામનું ઝેર સતત પીનાર માણસો ઊંઘતાં માણસો જેવાં છે. મરણાસન્ન
માણસથી તેઓ જુદાં નથી.

૯૨૭. ખાનગીમાં પીનારા અને નરી જડતામાં દિવસો પસાર કરનારાની જાણ
પડોશીઓને તરત થવાની. તેઓ તેમના પ્રત્યે નર્યા ધિક્કારથી જોવાના.

૯૨૮. 'મદ્યપાન શું છે, એની મને જાણ નથી' એવું કહી દારૂડિયા ઢોંગ
ન કરે : એમ કહીને પોતાના બીજા દુર્ગુણમાં એક વધારાનું જુઠ્ઠાણું
ઉમેરશે.

૯૨૯. દારૂડિયા સાથે દલીલ કરનાર અને નશાની બૂરાઈઓ અંગે તેને સમજાવવાનો પ્રયત્ન કરનાર વ્યક્તિ પાણીમાં ડૂબી ગયેલા માણસના હાથમાંનો દીવો
શોધનાર વ્યક્તિ જેવી છે.

૯૩૦. નશામાં ન હોય ત્યારે માણસ દારૂડિયાની સ્થિતિ જુએ ત્યારે એ કલ્પી

ન શકે કે પોતે નશામાં હોય ત્યારે શી હાલત થતી હશે?



## પ્રકરણ ૯૪

# જુગાર

૯૩૧. જીતો તો પણ જુગાર ન રમતા: લલચાવતો ગલ માછલી ગળી જાય

તેની તમારી જીત છે.

૯૩૨. જુગારીઓ સો ગુમાવીને એક જ મેળવે છે: તેઓ સમૃદ્ધ થઈ શકે એવો

ખરેખર કોઈ રસ્તો જગતમાં છે ખરો?

૯૩૩. પાસા ઉપર વારંવાર દાવ ખેલનારની સમૃદ્ધિ અજાણ્યા માણસોના હાથમાં

ચાલી જાય છે.

૯૩૪. જુગાર જેવું દારિદ્રય
લાવનાર બીજું કાંઈ નથી : માણસના સારા નામને
એ ખતમ કરે છે અને એના હૃદયને દુષ્કૃત્યો તરફ
ધકેલે છે.

૯૩૫. ઘણા પાસા ફેંકવાની કળાની ચાતુરીનું ગૌરવ લેતા
હશે અને જુગારખાના
માટે ઘેલા હશે : એમાં પ્રાયશ્ચિત્ત ન કર્યું હોય
એવો કોઈ નહીં હોય.

૯૩૬. જુગારની લતરૂપે આવતી દારિદ્રયની પ્રતિભાથી અંધ
બની ગયેલા માણસો
ભૂખે મરશે અને દરેક પ્રકારનું દુઃખ ભોગવશે.

૯૩૭. જુગારખાનામાં તારો સમય વ્યતીત કરીશ તો
તારો વારસો અને તારી
પ્રતિષ્ઠા ખતમ થઈ જશે.

૯૩૭. જુગાર તારી સમૃદ્ધિ અને પ્રામાણિકતા ખલાસ
કરશે : એ તારું હૃદય
કઠોર બનાવશે અને દુઃખમાં ડુબાડી દેશે.

૯૩૯. કીર્તિ, જ્ઞાન અને સમૃદ્ધિ જુગારીને છોડીને ચાલ્યાં જશે : અરે, તેને

અન્ન અને કપડાં માટે ભીખ માગવી પડશે.

૯૪૦ શરતમાં હાર થતી જાય છે તેમ જુગારની લત વધતી જાય છે : એવી જ

રીતે અંદરની યાતના વધવાની સાથે જીવન જીવવાની ઝંખના વધતી જાય છે.



## પ્રકરણ ૯૫
## ઔષધ

૯૪૧. સાધુસંતોએ વર્ણવેલ વાયુ, પિત્ત કે કફમાંથી કોઈ પણ એકનો એકદમ

વધારો થઈ જાય ત્યારે રોગ થાય છે.

૯૪૨. ખાધેલો ખોરાક પચી ગયા પછી નવો ખોરાક ખાવામાં આવે તો શરીરને

કોઈ ઔષધની જરૂર પડતી નથી.

૯૪૩. ખાધેલો ખોરાક પચી જાય પછી પ્રમાણસર જ ખાવ : દીર્ઘાયુષ્યનો એ

જ માર્ગ છે.

૯૪૪. ખાધેલો ખોરાક પચી જાય અને જઠરાગ્નિ તેજ બને ત્યાં સુધી થોભો :

પછી તમારી પ્રકૃતિને અનુકૂળ હોય એવો ખોરાક માફકસર લો.

૯૪૫. તમારી પ્રકૃતિને અનુકૂળ મિતાહારી ખોરાક લેશો તો શરીરમાં તકલીફ

નહીં થાય.

૯૪૬. પેટમાં ભૂખ લાગી હોય ત્યારે ખાય તેને આરોગ્ય, અને વધારે પડતું ખાય

તેને રોગ શોધતાં આવે છે.

૯૪૭. જઠરાગ્નિની શક્તિને લક્ષમાં રાખ્યા વિના અકરાંતિયાની જેમ આહાર કરનારનો

રોગ અંકુશમાં નહીં રહે.

૯૪૮. રોગ, એનું ઉદ્દ્ભવસ્થાન અને ઇલાજ વિચારી પૂરી સાવચેતીથી ઉપાય કરો. ૯૪૯. તબીબે દરદીની સ્થિતિ અને

રોગ જાણી લેવાં જોઈએ અને ઋતુને પણ
લક્ષમાં રાખવી જોઈએ.
પછી પૂરી સાવચેતીથી તેના ઇલાજો કરવા જોઈએ. ૯૫૦.
બધા ઇલાજોનો આધાર ચાર બાબતો પર અવલંબે છે :
દરદી, વૈદ્ય,
ઔષધ અને દવા બનાવવાવાળો.

# વિભાગ ૩

## વિવિધ વિષયો

## પ્રકરણ ૯૬

## કુલીનતા

૯૫૧. ઉત્તમ કુળમાં જન્મ્યા હોય એમનામાં સ્વભાવગત
પ્રામાણિકતા અને શરમની
તીવ્ર લાગણી હોય છે.
૯૫૨. કુલીન કુટુંબમાં જન્મેલામાં ત્રણ બાબતોનો અભાવ
નથી હોતો : સદ્
વર્તણૂક, સત્ય અને કોમળતા.
૯૫૩. સજ્જનમાં ચાર લક્ષણો હોય છે: હસતું મુખ, ઉદાર હાથ,

વાણીની મધુરતા
અને વિનય.

૯૫૪. કરોડો રૂપિયા માટે પણ ઉમદા કુળની વ્યક્તિઓ પોતાનાં નામને લાંછન
નહીં લાગવા દે.

૯૫૫. ઉત્તમ અને ખાનદાન કુળના માણસોનાં સખાવતનાં સાધનો ઘટી જાય તો
પણ તેઓ ઉદારતા છોડતા નથી.

૯૫૬. કુટુંબની સન્માન્ય પ્રણાલિકાઓ યથાતથ જાળવી રાખવા માટે આતુર માણસો
કદી પ્રપંચ કે દુષ્કૃત્યો આચરશે નહીં.

૯૫૭. ખાનદાન માણસનો દોષ ચન્દ્રમાંના ધાબાની જેમ આંખે ઊડીને વળગશે. ૯૫૮. ઉત્તમ કુળમાંથી આવતા માણસની વાણીમાં ઉદ્ધતાઈ હશે તો લોકો એના
ઔરસપણા વિશે શંકા કરશે.

૯૫૯. બીજ કેવી રીતે વિકસે છે એના પરથી જમીનની ફળદ્રુપતાનો ખ્યાલ આવે
છે; મનુષ્યની વાણી પરથી એના કુળનો ખ્યાલ આવે છે.

૯૬૦. તું સદ્‌ગુણી બનવા ઇચ્છતો
એવું ઇચ્છતો હો તો સૌનો

હો તો સંકોચ કેળવ : તારા કુળનું માન વધે
આદર કર.



१०૩

## પ્રકરણ ૯૭

## પ્રતિષ્ઠા

૯૬૧. તારા જીવનના અસ્તિત્વ માટે અનિવાર્ય હોય છતાં તને હલકો પાડે એવું
કામ ન કરતો.

૯૬૨. પોતાની પાછળ સન્માન્ય નામ મૂકી જવાની ઇચ્છા રાખનાર કીર્તિ ખાતર
પણ ખોટું કામ નહીં કરે.

૯૬૩. સમૃદ્ધિના દિવસોમાં નમ્રતા કેળવો : પડતીના
દિવસોમાં તમારી શ્રેષ્ઠતાને
જાળવી રાખો.

૯૬૪. સન્માન્ય નામને લાંછન લગાડનાર માણસો માથામાંથી

કાઢી ફગાવી દીધેલી
વાળની લટ જેવા છે.

૯૬૫. રાઈના દાણા જેવડું પણ અધમ કામ કરનાર માણસો
પહાડ જેવડા મહાન
હશે તો પણ વામણા દેખાશે.

૯૬૬. કીર્તિ ન
મળતી હોય અને સ્વર્ગનો માર્ગ ખુલ્લો ન થતો હોય તો શા
માટે માણસ પોતાને ધિક્કારનારની ખુશામત કરતો હશે
? ૯૬૭. પોતાનો અનાદર કરતા માણસોને વળગી રહેવા કરતાં
તો મરણ શ્રેષ્ઠતર છે. ૯૬૮. ચામડી શું સાચે
જ ચિરંજીવ છે કે સન્માનને ભોગે પણ માણસ એને
બચાવવા ઇચ્છે છે?

૯૬૯. પોતાનું
પ્રતિષ્ઠા

મૃગચર્મ જતાં હરણ પ્રાણ ત્યજી દે છે : એવી જ રીતે પોતાની
બચી શકે તેમ ન હોય ત્યારે કેટલાક માણસો જીવનનો અંત
આણે છે.

૯૭૦. પોતાના નામને ડૂબવા ન દેનાર માણસનો મહિમા કરો

: એની કીર્તિની
વેદીને લોકો પ્રણામ કરી પૂજશે.

૧૦૪

કુરળ

## પ્રકરણ ૯૮

## મહત્તા

૯૭૧. ઉમદા સિદ્ધિ માટેની
આકાંક્ષા એ જ મોટાઈ છે: ઉકરડા જેવું જીવન
જીવવું એ લઘુતા છે.

૯૭૨. તમામ મનુષ્યોની જન્મવાની રીત એકસરખી જ છે:
પછીનું જીવન તેઓ
ભિન્ન રીતે જીવે છે એટલે તેમની પ્રતિષ્ઠામાં ફેર
પડે છે.

૯૭૩. જન્મથી આત્માની મહત્તા કે અલ્પતાનો નિર્ણય થતો
નથી.

૯૭૪. પાવિત્ર્ય વિના

ત્રીત્વ, તેમ આત્મનિષ્ઠા વિના મોટાઈ જાળવી શકાતી નથી.

૯૭૫. જે મહાન છે તેમની પાસે યોગ્ય સાધનો અને બીજા માટે અશક્ય હોય તેવું તેઓ

નિયોજવાનું સામર્થ્ય હોય છે,
હાંસલ કરે છે.

૯૭૬.

મોટા માણસો પ્રત્યે આદરભાવ રાખવાનું અને તેમની શુભેચ્છાઓ સદ્ભાવ જીતી લેવાનું નાના માણસોના લોહીમાં જ નથી હોતું.

તેમ જ

૯૭૭. સંકુચિત મનવાળાનું નસીબ ખૂલી જાય તો તેમની ન રહે.

ઉદ્ધતાઈને કોઈ સીમા

૯૭૮. મહાનતા હંમેશાં નિરાડંબરી અને વિનયી હોય છે, સમક્ષ પોતાના ગુણની બડાઈ હાંકે છે.

પણ અલ્પતા જગત ૯૭૯. મહાનતા સૌ પ્રત્યે વિનય દાખવે છે, પણ અલ્પતા ઉદ્ધતાઈની પરાકાષ્ઠા છે.

૯૮૦. મહાનતા હંમેશાં બીજાની ક્ષતિઓને રક્ષકરૂપ છે : કશામાં રસ નથી લેતી.

અલ્પતા બદનક્ષી સિવાય ચોગ્યતા



## પ્રકરણ ૯૯

## ચોગ્યતા

૯૮૧. પોતાની ફરજને જાણનાર અને લાયકાત કેળવવા ઇચ્છનાર વ્યક્તિ કોઈ પણ
સારા કામને પોતાનું કર્તવ્ય ગણશે.

૯૮૨. મહાન વ્યક્તિની ચોગ્યતા એના ચારિત્ર્ય પર અવલંબે છે : બીજી કોઈ પણ
સિદ્ધિઓ એમની લાયકાતમાં વધારો કરતી નથી.

૯૮૩. સર્વ પ્રત્યે પ્રેમ, શરમ અંગે સંવેદનશીલતા, ભલમનસાઈ, અન્યના દોષો
પ્રત્યે અનુગ્રહ અને સચ્ચાઈ એ ઉમદા ચારિત્ર્યની ઇમારતને ટેકા

આપતા

પાંચ સ્થંભો છે.

૯૮૪.
અહિંસા એ સંતનો અને મિષ્ટ વાણી એ સજ્જનનો
વિશિષ્ટ ગુણ છે. ૯૮૫.
નમ્રતા એ બળવાનોનું બળ છે: સુપાત્ર વ્યક્તિઓ
માટે તો એ દુશ્મનની

સામે કવચની ગરજ સારે છે.
૯૮૬. પાત્રતાની કસોટી શું? પોતાના કરતાં ઊતરતી કક્ષાના
માણસોમાં રહેલી

શ્રેષ્ઠતાનો સ્વીકાર કરવો તે.

૯૮૭. પોતાને હાનિ પહોંચાડનારનું
ભલું ન કરે તો સજ્જનની શ્રેષ્ઠતા ક્યાં રહી?
૯૮૮. મનુષ્ય પાસે ચારિત્ર્યરૂપી સંપત્તિ હોય તો દરિદ્રતા
શરમજનક નથી. ૯૮૯. ઉત્પાતથી ઘેરાઈ જાય ત્યારે પણ
પ્રામાણિકતાના માર્ગેથી ચલિત ન થનાર

વ્યક્તિનો મહિમા કરો: તેઓ જ પાત્રતાનાં
આશ્રયસ્થાન છે.

૯૯૦. સજ્જન મનુષ્યો જો સજ્જનતા છોડી દેશે તો ધરતી પણ માનવજીવનના

ભારને નહીં જીરવે.

૧૦૬
કુરળ

પ્રકરણ ૧૦૦

## વિનયશીલતા

૯૯૧. જે મનુષ્ય ખુલ્લે હૃદયે સૌ કોઈને આવકારે છે તેની પાસે વિનયશીલતા

આપમેળે આવે છે.

૯૯૨. માનવતા અને ઉત્તમ ઉછેર નમ્રતાના ઉમદા સદ્દગુણમાં વિકાસ સાધે છે.

૯૯૩. બાહ્ય ચિહ્નોમાં સમાનતા કંઈ માણસને સાથે રાખતી નથી; નમ્ર આચારમાં

સામ્ય તેમને એક બનાવે છે.

૯૯૪. ન્યાય અને નેકી પ્રત્યે અનુરાગ રાખનાર અને મદદરૂપ થવાની પ્રકૃતિવાળા
મનુષ્યની રીતભાતની જગત ઊંચી કિંમત આંકે છે.

૯૯૫. ગમ્મતમાં બોલાયેલા હીણપતભર્યા શબ્દો મનુષ્યને દુઃખરૂપ થાય છે : એટલે
સારી રીતભાતવાળા માણસો દુશ્મનો પ્રત્યે પણ કદી અવિનયી થતા નથી.

૯૯૬. સારી પ્રજાને લીધે તો વિશ્વનો વ્યવહાર સરળતાથી ચાલે છે : તેઓ ન
હોય તો આ બધો સુમેળ ખતમ થઈ ધૂળમાં દટાઈ જશે.

૯૯૭. સારી રીતભાત વગરના માણસો ભલે કાનસ જેવા ધારદાર હોય પણ લાકડાની વખાર કરતાં તેમનું વિશેષ મૂલ્ય નથી.

૯૯૮. બિનમૈત્રીભર્યું અને અન્યાયી વર્તન રાખનાર પ્રત્યે પણ અવિનય કરવો
યોગ્ય નથી.

૯૯૯. જે મનુષ્ય હસતો નથી તેને આ વિશાળ જગતમાં ધોળે દિવસે પણ

અંધકાર દેખાશે.

૧૦૦૦. ગમાર માણસનાં હાથમાં સમૃદ્ધિની સ્થિતિ
ગંદા વાસણમાં રાખેલા દૂધ
જેવી થાય છે.



## પ્રકરણ ૧૦૧

# સન્માર્ગે ન વપરાતું ધન

૧૦૦૧. ઘરમાં સમૃદ્ધિના ઢગ રચે પણ તેનો ઉપભોગ ન કરે
તે શબવત્ છે. ૧૦૦૨. કોઈને પણ કંઈ આપ્યા વિના માત્ર
ધન એકઠું કરનાર કંજૂસ બીજા
અવતારમાં રાક્ષસ થશે.

૧૦૦૩. ધન એકઠું કરવામાં રત રહેનાર અને કીર્તિની ખેવના ન
કરનારનું અસ્તિત્વ
ધરતીને ભારરૂપ છે.

૧૦૦૪. પાડોશીઓની પ્રીતિ સંપાદન કરવામાં બેદરકાર વ્યક્તિ મૃત્યુ પામશે ત્યારે

પોતાની પાછળ શું મૂકી જશે ?

૧૦૦૫. બીજાને ધન આપે નહીં કે પોતે ભોગવે નહીં એવાં માણસો પાસે લાખોની

સંપત્તિ હોય તો શા કામની ?

૧૦૦૬. જે મનુષ્ય પોતાની સંપત્તિને ભોગવતો નથી કે સુપાત્રોમાં છૂટથી વહેંચી

દેતો નથી તે સંપત્તિ તેના માટે શાપરૂપ અને એના વિનાશના કારણરૂપ છે. ૧૦૦૭. દરિદ્રને કંઈ જ ન આપનારની સંપત્તિ પોતાના યૌવનને એકાંતમાં વેડફતી

અપ્સરા જેવી છે.

૧૦૦૮. લોકો જેને ચાહતા ન હોય એની જાહોજલાલી ગામની મધ્યે આવેલા

વિષવૃક્ષ જેવી છે.

૧૦૦૯. નીતિનો વિચાર કર્યા વિના ભૂખમરો વેઠીને મનુષ્ય સમૃદ્ધિ ખડક્યે જાય છે

તે અજાણ્યાના લાભ માટે જ હોય છે.

૧૦૧૦. લોકકલ્યાણનાં કામોમાં ધન ખરચી નાખનારાઓનું દુઃખ વરસી ગયેલાં વાદળાં જેવું છે: એ ફરી પાછાં સમૃદ્ધ થવાનાં.

૧૦૮

કુરળ

## પ્રકરણ ૧૦૨
# શરમની લાગણી

૧૦૧૧. સજ્જનો અયોગ્ય કરણી માટે જ શરમાય છે: રૂપસુંદરીની શરમ કરતાં,

એ શરમ ભિન્ન પ્રકારની છે.

૧૦૧૨. અન્ન, વસ્ત્ર અને સંતતિ એ તો સર્વ માટે સામાન્ય છે: લજ્જા

પ્રત્યેના સંકોચમાં તેઓ જુદા પડે છે.

૧૦૧૩. દેહમાં તો સૌ કોઈ રહે છે, પણ રહેવા જેવું ઘર તો સદ્‌ગુણયુક્ત

લજ્જા છે.

૧૦૧૪. સજ્જનો માટે લજ્જા રત્નસમાન નથી શું ? માણસમાં એ લાગણી નથી

હોતી ત્યારે એની ધીટતા આંખને કેટલી વેદનારૂપ બને છે?

૧૦૧૫. અન્યની ફજેતી જાણે પોતાની હોય એમ માની શરમાનારં વ્યક્તિને

કોમળતાનું ધામ સમજવી.

૧૦૧૬. કદી લજાવું ન પડે એવાં સાધનો સિવાયનાં બીજાં સાધનોથીં રાજ્યો

મળતાં હોય તો પણ સજ્જનો તેમને સ્વીકારતા નથી.

૧૦૧૭. સ્વમાનની તીવ્ર લાગણીવાળા શરમમાંથી બચવા જીવન ત્યજી દેશે પણ

એને બચાવવા શરમનો ઘૂંટડો ગળશે નહીં.

૧૦૧૮. શરમાવા જેવાં કાર્યોથી જે શરમાતો નથી, તેનાથી સદાચાર શરમ

અનુભવશે.

૧૦૧૯.

લૌકિક આચાર ત્યજી દેનાર વ્યક્તિ માત્ર કુટુંબ ગુમાવે છે, જ્યારે શરમ

છોડનાર બધું જ ગુમાવે છે.

૧૦૨૦. જે વ્યક્તિમાં શરમ જ નથી તે ખરેખર જીવતી નથી : કઠપૂતળીઓની

જેમ દોરી વડે હલચલ કરી જીવન છે એવો તે ઢોંગ કરે છે.



## પ્રકરણ ૧૦૩
## કુટુંબની ઉન્નતિ

૧૦૨૧. પરિશ્રમ કરવાના દૃઢ નિશ્ચયથી વ્યક્તિના કુટુંબની જેટલી ઉન્નતિ થાય છે તેટલી બીજા કશાથી થતી નથી.

૧૦૨૨. પુરુષાતનયુક્ત પરિશ્રમ અને ઊંડી સૂઝ : આ બંને કુટુંબની ઉન્નતિ થાય જ.

પરિપૂર્ણ હોય તો.

૧૦૨૩. મનુષ્ય જ્યારે દૃઢ સંકલ્પ કરે છે કે 'મારા કુટુંબને હું ઉન્નતિને માર્ગે

લઈ જઈશ' ત્યારે દેવો પણ કમર કસીને તેની આગળ આગળ ચાલે છે. ૧૦૨૪. કુટુંબને ઉન્નતિને માર્ગે લઈ જવામાં મોટી યોજનાઓ કર્યા વિના પણ જે સખત પરિશ્રમ કરે છે તેમના હાથમાં આપોઆપ યશ આવે છે.

૧૦૨૫. અન્યાય કર્યા વિના કુટુંબની ઉન્નતિ સાધનાર પ્રત્યે સારું યે વિશ્વ સંબંધ બાંધશે.

૧૦૨૬. પોતે જે કુળમાં જન્મ્યો હોય તેને ઉન્નતિની પરાકાષ્ઠાએ પહોંચાડે એ જ

સર્વોચ્ચ મરદાનગી છે.

૧૦૨૭. રણમેદાનમાં જેમ શૂરવીર પર જ યુદ્ધનો ઝપાટો આવે છે, તેમ જે બોજ

વહન કરી શકે તેમના પર જ કુટુંબની જવાબદારી આવે છે.

૧૦૨૮. કુટુંબની ઉન્નતિ ઇચ્છતી વ્યક્તિએ ઋતુઓનો વિચાર કરવાનો હોતો નથી :

જો તે બેદરકાર રહેશે અથવા પ્રતિષ્ઠાને વળગી રહેશે તો ઘરની પડતી થશે.

૧૦૨૯. કુટુંબની તમામ આપત્તિઓ સામે કુટુંબનું રક્ષણ કરનાર માનવીનો દેહ.

માત્ર શ્રમ અને તકલીફો વેઠવા જ સરજાયો છે ?

૧૦૩૦. જે કુટુંબને સજ્જનનો આધાર નથી હોતો તેનાં મૂળને આપત્તિઓ કોરી

ખાય છે અને કુટુંબવૃક્ષ ભોંય પર પટકાઈ પડે છે.





## પ્રકરણ ૧૦૪

# ખેતી

૧૦૩૧. માણસ ગમે ત્યાં ભટકે પણ ખોરાક માટે તો એણે હળને જ સંભારવું
પડશે : તમામ મુશ્કેલીઓ હોવા છતાં ખેતી એ જ મુખ્ય ઉદ્યોગ છે. ૧૦૩૨. ખેડૂતો સમાજની ધરીરૂપ છે : હળ ચલાવવાની અશક્તિને કારણે જે
બીજાં કામ કરે છે તેમને પણ ખેડૂતો જ મદદરૂપ બને છે. ૧૦૩૩. ધરતીને ખેડનાર જ ખરેખર સાચું જીવન જીવે છે : બીજાં બધાં તો એને
અનુસરે છે અને ઓશિયાળો રોટલો ખાય છે.
૧૦૩૪. જે લોકોનાં ખેતરો ધાન્યથી ઉભરાતાં કણસલાંની છાયામાં પોઢે છે તેમનો
મહિમા કરો : અન્ય રાજાઓનાં છત્રો તેમના રાજાનાં છત્રો આગળ
નમી પડશે.
૧૦૩૫. ખેતી કરીને રોટલો ખાનારનો મહિમા કરો : તેમને ભીખ માગવાનો સમય
ક્યારે ય નહીં આવે. ઊલટું, સદૈવ તેઓ ભિખારીઓને દાન આપશે. ૧૦૩૬. કૃષિકાર હાથ જોડીને બેસી
પડશે.

રહેશે તો અનાસક્તોએ પણ સહન કરવું ૧૦૩૭. ખેતરની

જમીન તમે એવી સૂકવી નાખો કે અધોળ માટીની પા
અધોળ
માટી થઈ જાય. પછી ખાતરની પણ બહુ જરૂર નહીં
પડે અને મબલખ
પાક ઊતરશે.

૧૦૩૮. ખેડ કરતાં ખાતર વધુ લાભ આપે છે :
સિંચાઈ કરતાં રખોપું વધુ લાભદાયી છે.

નિંદામણ થઈ ગયા પછી

૧૦૩૯. સજ્જન આદમી ખેતરની મુલાકાત લેવાને બદલે ઘેર
બેસી રહે તો સ્ત્રીની
માફક જમીન પણ રૂસણું લેશે.
૧૦૪૦. 'મારી પાસે ખાવાના પણ સાંસા છે' એવું એદી
માણસનું ક્રંદન સાંભળીને
સુંદરી વસુંધરા મનમાં ને મનમાં હસી લે છે.

દારિદ્રય

## પ્રકરણ ૧૦૫
## દારિદ્રય

૧૦૪૧. નિર્ધનતા કરતાં વધારે
દુઃખદાયી શું છે એ જાણવાની તમારી ઇચ્છા
છે ? તો જાણી લો કે નિર્ધનતા પોતે જ વિશેષ
દુઃખકર છે. ૧૦૪૨. નિર્વ્યાજ દારિદ્રય આ જીવનના અને
પછીના જીવનના આનંદ માટે
શત્રુરૂપ છે.
૧૦૪૩. દારિદ્રયને નામે ઓળખાતી ઉત્કટતા, અભિજાત વાણી
અને આચરણનો
મરતબો લોહીમાં વહેતો હોય તો પણ એને હણી
નાખે છે. ૧૦૪૪. અછત ઉચ્ચ કુળનાં મનુષ્યોને પણ
માન-મરતબો ભુલાવી દે છે અને
તેમની પાસે નરી દીનતાની વાણી બોલાવે છે.
૧૦૪૫. દારિદ્રયને નામે ઓળખાતા શાપના ઓથે હજારો દુઃખ
છુપાયેલાં પડયાં છે. ૧૦૪૬. ગહન સત્યોને તેઓ પૂર્ણપણે

સમજી લે અને તેનું વિવરણ કરે તો

પણ દારિદ્રયથી સબડતા માનવીના શબ્દોને મહત્ત્વ

નહીં મળે. ૧૦૪૭. ગુણવિહોણું દારિદ્રય સાચવતી વ્યક્તિ દારુણ

દુઃખમાં તેનો ભાર વહન

કરનાર માતાને પણ ત્યજી દેશે.

૧૦૪૮. શું દરિદ્રતા આજે પણ મારો સાથ

નહીં છોડે? હજી ગઈ કાલે તો

તેણે મને અધમૂઓ કરી નાખ્યો હતો.

૧૦૪૯. અગ્નિની શય્યા

પર કદાચ કોઈ સૂઈ શકે: પણ દરિદ્રતા વચ્ચે આંખનું

મટકું મારવું પણ અશક્ય છે.

૧૦૫૦. અતિ દરિદ્રી માટે એક જ માર્ગ ખુલ્લો છે—જીવનનો

અંત આણવો:

તે એવું નહીં કરે તો અન્યને મરણાસન્ન કરશે.



## પ્રકરણ ૧૦૬

## યાચના

૧૦૫૧. યાચના કરવા યોગ્ય વ્યક્તિઓ મળે તો યાચના કરો: જો તેઓ ના
પાડશે તો એમાં એમને શરમાવાનું છે, તમારે નહીં.

૧૦૫૨. જે વસ્તુની યાચના કરી હોય તે કોઈ પણ જાતના દુઃખ વિના મળતી
હોય તો યાચના એ આનંદ છે.

૧૦૫૩. વિશાળ હૃદયવાળી અને અન્યનું સન્માન જાળવનારી વ્યક્તિ સમક્ષ ઊભા
રહી યાચના કરવામાં પણ સૌંદર્ય છે.

૧૦૫૪. સ્વપ્નમાં પણ જે પ્રતિરોધ કરવાનું જાણતી નથી એવી વ્યક્તિ પાસે
યાચના કરવી એ ખરેખર પોતે કોઈને આપતો હોય તેના જેવું છે.

૧૦૫૫. સન્મુખ ઊભા રહે અને આપવાની ના ન પાડે એવા દાતાઓ આ જગતમાં
છે, એટલે તો લોકો યાચક બને છે.

૧૦૫૬. પ્રતિરોધ કરવાની અભાગી આદત નથી એવી

વ્યક્તિઓને જોઈને

દરિદ્રતાનાં દુઃખો સંપૂર્ણપણે નષ્ટ થશે:

૧૦૫૭. અવહેલના કર્યા વિના આપનાર દાતાઓને જોઈ યાચકના હૃદયમાં આનંદ

થશે અને તે હર્ષથી પુલકિત થઈ ઊઠશે.

૧૦૫૮. શીતળ સ્થળોવાળું આ વિશાળ જગત જો

આધીન કઠપૂતળી જેવું બની રહેશે.

યાચકો નહીં હોય તો સૂત્રને

૧૦૫૯. જો

કોઈ યાચવા કે મેળવવાવાળું નહીં હોય તો દાતાઓને કયો યશ મળશે ? ૧૦૬૦.

યાચકે ક્રોધ કરવો નહીં; એની પોતાની અભાગી દરિદ્રતા બોધ માટે

પૂરતી છે.

**યાચનાનો ભય**

**૧૧૩**

## પ્રકરણ ૧૦૭

## યાચનાનો ભય

૧૦૬૧. પ્રેમથી અને લાગણીથી આપનાર પાસે યાચના કરનાર કરતાં હાથ લાંબો

ન કરનાર લાખો ગણો સુપાત્ર છે.

૧૦૬૨. વિશ્વના સરજનહારે એવું નિર્માણ કર્યું હોય કે ભીખ માગીને પણ

મનુષ્યે જીવવું જોઈએ, તો શ્રેષ્ઠતર તો એ છે કે એ ભૂખે મરે અને

વિનાશને નોતરી લે.

૧૦૬૩. ભીખ માગીને કોઈના દુઃખનો અંત આણવા માટે પ્રયત્ન કરવા જેવી

બીજી કોઈ ક્રૂરતા નથી.

૧૦૬૪. નિર્ધન સ્થિતિ વેળાએ પણ જે ભીખને નમતું આપતો નથી તેનો આત્મસંયમ સમગ્ર

વિશ્વની મહાનુભાવિતા કરતાં પણ ચડિયાતો છે. ૧૦૬૫. પરિશ્રમ દ્વારા પ્રાપ્ત કરેલા ભોજન જેવી મીઠાશ કશામાં નથી, પછી

ભલેને એ માત્ર નિર્મળ જળયુક્ત ભાત જ કેમ

ન હોય ?

૧૦૬૬.

ગાયને પિવડાવવા માટે માત્ર પાણી જ માગવાનું હોય તો પણ જીભને માટે માગવા જેવું બીજું કોઈ અપમાન નથી.

૧૦૬૭.

તમામ યાચકો પાસે મારી માગણી છે કે જો તમારે યાચવું જ પડે, તો પાસે હોવા છતાં પણ આપે એવા નથી તેમની પાસે કદી લાંબો હાથ

ન કરતા.

૧૦૬૮. યાચનાને નામે ઓળખાતી અસહાય નાવ
ધૂર્તતાને નામે ઓળખાતા ખડક

સાથે અથડાશે ત્યારે નાશ પામશે.

૧૦૬૯. મારું હૃદય
પણ જ્યારે

યાચનાનો વિચાર કરે છે ત્યારે તો માત્ર દ્રવી ઊઠે છે,
તે યાચકોનાં થતાં અપમાનોનો વિચાર કરે છે ત્યારે તો

શૂન્યવત બની જાય છે.

૧૦૭૦. ઠંડો જાકારો યાચકને મારી નાખે છે, પણ જાકારો

દેનાર મૃત્યુથી ક્યારે ય

બચી શકવાનો છે ખરો ?

૧૧૪

ફેરળ

## પ્રકરણ ૧૦૮

# અધમ જીવન

૧૦૭૧. જે પતિત થયેલા છે એ મનુષ્ય નથી છતાં કેટલી બધી હદે મનુષ્ય જેવા

જ દેખાય છે!

૧૦૭૨.

ધર્મ-અધર્મને જાણનાર કરતાં અધમ મનુષ્યો વધારે ભાગ્યવાન કે એમના હૃદયમાં ચિન્તા હોતી નથી.

છે, કારણ ૧૦૭૩. અધમ મનુષ્યો દેવ જેવા છે, કારણ કે તેઓ પણ મનમાની રીતે વર્તે છે. ૧૦૭૪. અધમ મનુષ્ય જ્યારે પોતાના કરતાં સારાં મનુષ્યોને જુએ ત્યારે તેમને

પાછાં પાડવામાં ગર્વ લે છે.

૧૦૭૫. અધમ મનુષ્યના સદ્વર્તનનો આધાર ખરેખર ભય

છે. કશાની તેમને

આકાંક્ષા હશે તો પણ ભાગ્યે જ તે સદ્વર્તન કરશે.

૧૦૭૬. અધમ મનુષ્યો પિટાતા ઢોલ જેવા છે; એમણે જે કાંઈ રહસ્યો સાંભળ્યાં

હોય તે તેઓ બીજાને કહે છે.

૧૦૭૭. મુક્કાથી જડબું ભાંગી નાખે તેવાની સામે એંઠો હાથ હલાવવાની ચેષ્ટા

અધમ મનુષ્ય પણ નહીં કરે.

૧૦૭૮. સજ્જનને સમજાવવા એક શબ્દ પૂરતો છે: પામરને તો શેરડીની માફક

પીલીએ ત્યારે જ નમતું આપે છે.

૧૦૭૯. પાડોશીને જરા સુખી જુએ કે તરત અધમ માણસ તેની ખોડખાંપણ

શોધી કાઢશે.

૧૦૮૦. દુષ્ટ માણસ ઉપર આફત આવતાં તે શું કરે છે? પોતાની જાતને જલદીમાં

જલદી ગુલામ તરીકે વેચી નાખે છે.

## ખંડ ૩

# પ્રેમ

## વિભાગ ૧

### ગુપ્ત લગ્ન

### પ્રકરણ ૧૦૯

### મોહબાણનો જખમ

૧૦૮૧. રત્નજડિત આકૃતિ જેની દૂર દૂર દેખાય છે તે
વનદેવી છે? રૂપરૂપના
અંબાર જેવી
વેલ છે? કે સરળ લાવણ્યમયી બાળા છે? ખરેખર, હું
એટલો અંજાઈ ગયો છું કે એનું સાચું સ્વરૂપ
કહી શકતો નથી.

૧૦૮૨. મંત્રમુગ્ધ કરે તેવી વનદેવી કન્યાઓના મોટા
સમૂહને લઈને ચઢી આવે
તો એની પુરુષો ઉપર કેવી અસર થાય?
લાવણ્યમયી મારી દૃષ્ટિમાં
દૃષ્ટિ પરોવે છે ત્યારે મને એવી અસર થાય છે.

૧૦૮૩. યમદેવની અત્યાર પૂર્વે મને ક્યારેય જાણ નહોતી:

હવે જાણ થઈ: એ

સ્ત્રીનું રૂપ લે છે, એની આંખો વિશાળ અને

વેધક છે.

૧૦૮૪. તે સરળ અને લાવણ્યમયી છે, પણ એની આંખો

સંઘર્ષ કરવામાં કુશળ

છે, કારણ કે એના પર દૃષ્ટિ કરનારના

પ્રાણનું એ પાન કરે છે.

૧૦૮૫. હું મૃત્યુને જોઉં છું કે માત્ર આંખો ? કે એ

સુંદર હરણની દૃષ્ટિ છે ?

કારણ કે આ સરળહૃદયાની દૃષ્ટિમાં ત્રણે ય સાથે

જોવા મળે છે.

૧૦૮૬. જ્યારે ભ્રમરો વંકાતી થશે

અને દૃષ્ટિ આડે આવરણ રચશે ત્યારે એ

નેત્રોમાં મને કંપાવી દેતી વિહ્વળતા પ્રગટાવવાનું બળ

નહીં રહે.

૧૦૮૭. આ લાવણ્યમયીના રમણીય ઉરપ્રદેશને છાવરતું

વસ્ત્ર ક્રોધિત માતંગની

આંખો પરના આવરણ જેવું છે. *

૧૦૮૮. સમરાંગણમાં મારો સામનો નથી કર્યો એમને

પણ કંપાવતું મારું
પુરુષત્વ એના રૂપાળા ભાલપ્રદેશથી પરાભૂત થઈ જાય છે.

૧૦૮૯. જ્યારે તેની દષ્ટિ હરિણી જેવી નિષ્કપટ છે અને વિજય તેનું વિશિષ્ટ આભૂષણ છે, ત્યારે તેના નૈસર્ગિક રૂપને ક્ષતિ પહોંચાડતા. અલંકારોની
શી જરૂર ?

૧૦૯૦. મદ્ય તો એને ચાખનારાને જ આનંદ
આપે છે: પ્રેમની જેમ એ જોવા
માત્રથી જ કદી આનંદ આપતો નથી.

* એટલે કે, એ આવરણ ન હોત તો માણુસ એના સૌંદર્યથી ઘવાઈને મૃત્યુ પામત. હાથી જ્યારે ઉગ્ર બનવાનો હોય ત્યારે મહાવત એની આંખોને ધાતુના ઢાંકણુથી ઢાંકી દે છે.



## પ્રકરણ ૧૧૦
## પુરુષ

૧૦૯૧. સુરમો આંજેલી તેની આંખોની બે દષ્ટિઓ છે :
એક હૃદયને સન્તાપ
આપે છે, બીજી વેદનાને શાંત કરે છે.

૧૦૯૨.

પ્રેમીની આંખો બીજે ક્યાંક હોય ત્યારે એના પ્રત્યે કરેલા
પલકારા એ માત્ર અર્ધપ્રેમ નથી : એથી ઘણું વિશેષ છે.

દૃષ્ટિના ગુપ્ત.

૧૦૯૩.

તેણે પ્રથમ જોયું અને પછી નીચી નમી પડી : અમારી વચ્ચે ઝડપથી
વધી રહેલા પ્રેમના તરુણ છોડને જાણે જળનું સિંચન કરતી હતી.

૧૦૯૪. હું એના પ્રત્યે જોઉં છું ત્યારે
હોઉં છું, ત્યારે તે મારા પ્રત્યે

એ નીચે જુએ છે : પણ હું બીજે જોતો
દૃષ્ટિ કરે છે, અને મૃદુ સ્મિત કરે છે.

૧૦૯૫. તેની દૃષ્ટિ મારા પ્રત્યે નથી એ સાચું છે: પણ એ મારા તરફ વેધક-

નજર કરે છે ત્યારે હું ખરેખર એના હૃદયમાં સ્મિતરૂપી આનંદને ઊછળતો

જોઉં છું.

૧૦૯૬. ક્રોધયુક્ત અપરિચિતોની જેમ બોલવાની તે ભલે યુક્તિ કરે—પ્રેમીઓના

શબ્દો એક ક્ષણમાં જ પરખાઈ આવશે!

૧૦૯૭. ઉમંગવિહોણી નિંદા અને ક્રોધયુક્ત દૃષ્ટિ: એ ઉપેક્ષાનો દંભ કરતી પણ

હૃદયમાં તો આપણને ખરેખર ચાહતી વ્યક્તિઓનાં લક્ષણો છે.

૧૦૯૮.

મારો વિનયયુક્ત દેખાવ અને મૃદુ હાસ્ય જોઈને તન્વાંગી તરુણીનું દ્રવે છે: મારું પ્રેમભર્યું સ્મિત એને વિશેષ સૌન્દર્યવતી બનાવે છે.

હૃદય.

૧૦૯૯. આપણને ચાહે છે એમની આંખોમાં જ આપણા પ્રત્યે અત્યંત ઉદાસીનતા
જોવા મળે છે, જાણે કે આપણાથી પૂર્ણપણે અપરિચિત હોય!

૧૧૦૦. જ્યારે આંખો આંખોને સંમતિ આપે છે, ત્યારે વાણી સર્વથા નિષ્પ્રયોજન છે.



## પ્રકરણ ૧૧૧
## મિલનનો મહિમા

પ્રેમી :

૧૧૦૧. પંચેન્દ્રિયમાંથી પ્રગટ થતા સર્વ આનંદો
આ અવિવાહિત કન્યામાં જોવા મળશે.

૧૧૯

# ચળકતાં કંગન પહેરતી

૧૧૦૨. રોગનું કારણ એક હોય, પણ તેનો ઉપચાર હંમેશાં બીજી ચીજમાં હોય છે : પણ આ
રૂપવતી કન્યા જે તીવ્ર વેદના ઊભી કરે છે, તે તો તે
એકલી જ મટાડી શકશે.

૧૧૦૩. કમળ જેવી આંખોવાળા પરમેશ્વરનું જગત પ્રિયતમાના કોમળ હાથ કરતાં
વધુ મધુરું હોય છે ?

૧૧૦૪. પ્રિયતમા દૂર હોય છે ત્યારે
પ્રેરતી શીતળતા અર્પે છે :

દઝાડે છે, પાસે હોય છે ત્યારે તાજગી
અરે ! આ વિલક્ષણ અગ્નિ તેણે ક્યાંથી
હાથ કર્યો ?

૧૧૦૫. પુષ્પાચ્છાદિત કેશવાળી પ્રિયતમાની મોહિની
તો જુઓ ! હૃદય જે ઇચ્છે
છે એ એના રૂપમાં જોવા મળે છે.

૧૧૦૬. દેવોના અમૃતમાંથી મારી ભોળી પ્રિયતમાના હાથ
સર્જાયા છે : એનો પ્રત્યેક સ્પર્શ મારા મરણાસન્ન
અવયવોને સજીવન કરે છે.

૧૧૦૭. દાન કર્યા પછી પોતાના ભાગે આવતો
અદ્‌ભુત આનંદ થાય તેટલો આનંદ

ખોરાક ખાનાર ગૃહસ્થને જેટલો
સુંદર પ્રિયતમાના આલિંગનથી
થાય છે.

૧૧૦૮. જેમાં હવાને પણ અંતરાય કરવાનો નિષેધ હોય
એ આલિંગન પ્રેમી
યુગલને અત્યંત આનંદદાયક લાગે છે.

૧૧૦૯. રિસાળની નાખુશી,

હૃદયની કુમાશ અને તાજગીભર્યું આલિંગન : પ્રેમીઓ

આવા માધુર્યની ઉજાણી કરે છે.

૧૧૧૦.

મનુષ્ય અજ્ઞાનનો ઉત્કટતાથી અનુભવ કરે તેમ વિશેષ શાણો બને છે : વધુ ઉત્કટતાથી હું પ્રિયતમાને ચાહું તો એના સહવાસને વિશેષ માણી શકું.



## પ્રકરણ ૧૧૨
# સૌંદર્યનો મહિમા

પ્રેમી :

૧૧૧૧. હે ભાગ્યશાળી જૂઈ પુષ્પ, તું કોમળ છે. પણ તારા કરતાં પણ વિશેષ

કોમળ મારા હૃદયને આકર્ષનાર છે.

૧૧૧૨. હે હૃદય ! તું પુષ્પ જુએ છે ત્યારે વ્યાકુળ થઈ જાય છે: ખરેખર, તું

એમ માને છે કે માનવી તરફ નજર નાખી રહેલાં તમામ પુષ્પો પ્રિયતમાની

આંખ જેવાં છે!

૧૧૧૩. એનો હાથ વાંસ જેવો છે: એની કાયા કોમળ પર્ણ જેવી છે: મોતી
જેવું તેનું સ્મિત છે: એના વક્ષઃસ્થળમાં સૌથી ખુશબોદાર સુગંધ છે.
કાજળ આંજેલી આંખો બરછી જેવી તીક્ષ્ણ છે.

૧૧૧૪. પ્રિયતમાની આંખોને પોતાના જેવાં જ સુંદર જોઈને આસમાની રંગનું
પુષ્પ નાસીપાસ થાય છે, અને એને જુએ છે ત્યારે શિર ઝુકાવી દે છે. ૧૧૧૫. એણે પોતાની કાયાને જૂઈ પુષ્પથી શણગારી છે, પણ એની દાંડલી કાઢી
નથી. અરે, એના વજનથી એની કમર કચડાઈ જશે અને તત્કાળ ભાંગી
પડશે.

૧૧૧૬. આકાશના તારાઓ પોતાના પ્રદેશમાંથી બહાર આવે ત્યારે વિમાસણમાં
પડી જાય છે કે કયો ચન્દ્ર છે, અને કયો સુંદરીનો ચહેરો છે.

૧૧૧૭. મુખ પર પ્રકાશ પથરાય ત્યારે જ જેની કળા વિકસે છે એ ચન્દ્રના મુખ

પર તો કલંક છે; પણ મારી પ્રિયતમાનું સૌંદર્ય નિષ્કલંક અને સ્વયંપ્રકાશિત છે.

૧૧૧૮. હે ચંદ્ર,

તારું કલ્યાણ થાવ! આ સુંદરીની જેમ તારો ચહેરો ચમકે તો હું તને પણ ચાહીશ.

૧૧૧૯. પુષ્પ જેવી આંખોવાળી સુંદરીના ચહેરા સાથે સરસાઈ કરવા ઇચ્છતો હો

તો તું બધા આગળ પ્રકટ ન થતો પણ મારા એકલા માટે જ પ્રકાશજે. ૧૧૨૦. જૂઈનું પુષ્પ અને હંસનાં પિચ્છ આ સુંદરીના પગ જેવાં સુંદર છે.

પ્રેમનો મહિમા

૧૨૧

## પ્રકરણ ૧૧૩
## પ્રેમનો મહિમા

૧૧૨૧. કોમળ સ્વરે બોલતી સુંદર સ્ત્રીના હોઠ પરનું ઓસ જાણે મધ અને

દૂધનું સંયોજન છે.

૧૧૨૨. દેહ અને આત્મા વચ્ચે કેવો પ્રબળ પ્રેમ છે? એવો

જ પ્રેમ મને મારી
ભોળી નાયિકા પ્રત્યે છે.

૧૧૨૩. મારી આંખની કીકીમાંની પ્રતિમા! તારું સ્થાન છોડ, અને હું જેને
ચાહું છું એને જગા આપ. એને માટે અન્ય કોઈ શ્રેષ્ઠ નિવાસસ્થાન નથી. ૧૧૨૪. તે પાસે હોય છે ત્યારે જાણે જીવન છે, અને પાસેથી ખસી જાય છે ત્યારે
મૃત્યુ જેવું લાગે છે.

૧૧૨૫. એને ભૂલું
તો જ મને સુંદર અને મારકણી આંખોવાળી યુવાન અપરિણીત
સ્ત્રી યાદ આવે છે: પણ એને કેમ ભૂલવી એ મને ખબર નથી.

પ્રેમિકા

૧૧૨૬. પ્રિયતમ મારી આંખોમાં એટલો સૂક્ષ્મ રીતે વસી ગયો છે કે ક્યારે ય
ખસવાનો નથી; આંખ મટકાવીશ તો પણ એને ઈજા થવાની નથી. ૧૧૨૭. પ્રિયતમ સદૈવ મારાં નેત્રોમાં વસે છે: એટલે તો હું કાજળ આંજતી નથી.
કાજળ આંજું એટલામાં પ્રિયતમ ત્યાંથી ખસી જાય

તો! ૧૧૨૮. પ્રિયતમ સદૈવ
મારા હૃદયમાં વસે છે. એટલે તો ગરમ ખોરાક ખાતાં હું
ડરું છું. રખેને એ દાઝી જાય તો!
૧૧૨૯. મને ભય છે કે
હું મટકું મારીશ તો એક ક્ષણ માટે પણ તે નજર બહાર
ચાલ્યો જશે. અને એ કારણે ગામના
લોકો એના પર નિર્દયતાનો
આક્ષેપ કરશે.
૧૧૩૦. મારા અંતઃકરણમાં તે પ્રેમથી વસે છે અને
ક્યારેય દૂર ગયો નથી. છતાં
ગામના લોકો જાહેર કરે છે કે એણે મને તજી દીધી
છે, અને તે નિર્દય છે.





## પ્રકરણ ૧૧૪

## ઔચિત્યની મર્યાદાનું ઉલ્લંઘન

પ્રેમી

૧૧૩૧. જેઓ પ્રિયતમાથી વિખૂટા પડેલા છે અને

વિયોગનું દુઃખ સહન કરે
છે એમને તાડનાં પાનની ભારી* પર સવારી કર્યા વિના છૂટકો નથી.

૧૦૩૨. દેહ અને આત્મા માનસિક યાતનાને ટેકો આપી શકે નહિ, એટલે એમણે
તાડનાં પાન પર સવારી કરવાની સંમતિ આપી છે : એમણે તમામ
નજાકત પગ તળે કચડી નાખી છે.

૧૧૩૩. મારી પાસે મનની દૃઢતા અને નજાકત બંને હતાં : હવે તો પ્રેમથી ઝૂરતા
પ્રેમીઓ જેના પર સવારી કરે છે તે તાડનાં પાનની ભારી જ મારી
પાસે છે.

૧૧૩૪. દૃઢતા અને નાજુકાઈથી બાંધેલા તરાપા પર મેં

ભરોસો મૂક્યો હતો. પણ
ધસમસતો તીવ્ર લાગણીનો પ્રવાહ એને ક્યાંનો ક્યાં ખેંચી ગયો છે !

૧૧૩૫. નાજુક કંકણ પહેરનારી અને પુષ્પ જેવી કોમળ સુંદરીએ જ મને તાડનાં

પાન અને સમીસાંજની વેદનાઓ આપી છે.

૧૧૩૬. ભોળી પ્રિયતમાનો વિચાર કરતાં મારી આંખો નિદ્રાવિહોણી થઈ ગઈ છે:

એટલે આટલી મોડી રાતે હું તાડનાં પાનની ભારી પર બેસીને જઈશ.

૧૧૩૭. સ્ત્રીના આત્મસંયમ કરતાં બીજું કશું જ ભવ્ય નથી. હૃદયની કામવાસના

ગહન હોય તો પણ તે તાડનાં પાનની ભારી પર સવારી કરશે નહીં.

પ્રેમિકા

૧૧૩૮. તીવ્ર લાગણીઓ મારી

વિવેકશક્તિને કે ભલમનસાઈને લક્ષમાં લેતી નથી

અને નિસ્બત ન હોય તેમ મારી ગુપ્ત વાતને ચોતરફ ખુલ્લી પાડે છે.

૧૧૩૯.

મારી તીવ્ર લાગણીઓને લાગે છે કે એની કોઈ દરકાર કરતું તો એ જાહેર માર્ગો પર યથેચ્છ વિહાર કરે છે.

નથી. એટલે

૧૧૪૦. મારી હાજરીમાં જ મૂર્ખ લોકો મને હસે છે:
છે તેનો તેમને અનુભવ નથી.

મેં જે મનોવેદના અનુભવી

* દક્ષિણમાં પહેલાં એવો રિવાજ હતો કે તાડનાં વૃક્ષનાં પાનની એક ભારી બનાવવામાં આવે. પછી પ્રેમી એના ઉપર બેસે અને તેના મિત્રો એને પ્રેમનાં ગીતો ગાતાં ગાતાં ગામમાં લઈ જાય. આ વૃક્ષનાં પાન એટલાં કઠોર, ખરબચડાં અને ખાંચાખૂંચીવાળાં હોય છે કે એના ઉપર સવારી કરવી એ શહીદી મનાતી.

**લોકનિંદા**

**૧૨૩**

## પ્રકરણ ૧૧૫
## લોકનિંદા

### પ્રેમી

૧૧૪૧. ગામમાં લોકનિંદા વધે છે એટલે દેહમાંથી ચાલ્યો ગયેલો જીવ પાછો ફરે

છે: મારું સદ્નસીબ છે કે એમને રહસ્યની ખબર નથી. ૧૧૪૨. પુષ્પ જેવી આંખોવાળી મારી પ્રિયતમાના વિરલ ગુણને ગામના લોકો.

જાણતા નથી : લોકનિંદાએ તો મને પ્રિયતમા
સુલભ કરી આપી છે! ૧૧૪૩. ગામની નિંદા મારે માટે શું
અમૂલ્ય ચીજ નથી? પ્રિયતમાને પ્રાપ્ત કર્યા
વિના, હું એને મેળવી ચૂક્યો હોઉં તેમ લાગે છે.
૧૧૪૪. આ લોકનિંદાએ એને માટેની મારી લાગણીને
વધારી દીધી છે : એના
વિના આખી ઘટના નીરસ બની જાત.
૧૧૪૫. સુરાના એક પ્યાલાથી જેમ શરાબીની તૃષા વધે છે,
તેમ એની લાગણી- એની બીજાઓ
દ્વારા ખોજ, પ્રેમી માટેના માધુર્યમાં વધારો કરે છે.

પ્રેમિકા

૧૧૪૬.

અમારી મુલાકાત માત્ર એક જ દિવસની હતી : પણ એ વિષેની લોકનિંદા
તો રાહુરૂપી સર્પ ચન્દ્રને ગળી ગયો ત્યારથી શરૂ થઈ ગઈ છે!
૧૧૪૭. મારી મનોવેદનાને પોષવામાં લોકોની વાતોએ ખાતરની
અને માતાના ઠપકાએ
પાણીની ગરજ સારી છે.

૧૧૪૮. લોકનિંદા કરીને મારી લાગણીઓને હણી
નાખવી એ ઘી રેડીને અગ્નિ.

હોલવવા જેવું છે.

૧૧૪૯. આ લોકનિંદાથી મારે શરમાવાનું છે? તેજ
નહીં, અને તમાશો જોનારાનો નિંદાથી તેણે

મને કહેતો હતો કે ડરીશ ૧૧૫૦.
જ મને તજી દીધી છે.

હૃદયથી હું ઇચ્છતી હતી
કરી છે : હું માગણી કરીશ

એ નિંદા ગામનાં ટોળાંએ મારા કાજે જ
તો પ્રિયતમ મારો અસ્વીકાર નહીં કરે.

# વિભાગ બીજો

## પ્રેમપાવિત્ર્ય

### પ્રકરણ ૧૧૬

### વિરહવેદના

૧૧૫૧. આપણો વિયોગ ન થવાનો હોય તો મને કહે : તું જલદી પાછો ફરીશ

એ કહેવાનું હોય તો, ત્યાં સુધી જે જીવતું રહેવાનું હોય તેને જ કહે.

૧૧૫૨. એક સમય એવો હતો કે એને જોતાં અને પરમ આનંદ થતો : હવે તો

એનું આલિંગન મને ઉદાસ કરી મૂકે છે, કારણ કે મને ભય છે કે તે

વિખૂટો પડવાનો છે.

૧૧૫૩. મારા હૃદયને જાણતી વ્યક્તિના હૃદયમાં પણ વિયોગનો વિચાર સંતાઈ

રહ્યો હોય તો અજાણી વ્યક્તિ ઉપર વિશ્વાસ મૂકવો અશક્ય છે.

૧૧૫૪. 'આનંદમાં

રહો' એવી આજ્ઞા કરનાર જ મારાથી વિખૂટા પડવાનો વિચાર

કરે, એ કેવું વિચિત્ર! એના ગંભીર વચન ઉપર વિશ્વાસ મૂકું તો હું

ઉપાલંભપાત્ર ગણાઉં ?

૧૧૫૫. હે સખી, મારું જીવન બચાવવા ઇચ્છતી હો તો એને જતો અટકાવ :

તે મારાથી વિખૂટો થશે તો, મને ભય છે કે, એનાં પુનરાગમન વેળા

એનો સત્કાર કરવા હું જીવતી નહીં હોઉં.

૧૧૫૬. 'હું વિદાય લઇશ' એવું સન્મુખ કહેવાની એનામાં કઠોરતા છે ત્યારે,

મારું જીવન બચાવવા તે ક્યારે ય પાછો ફરશે એવી સહેજ પણ આશા નથી.

૧૧૫૭. મારા કાંડાને બરાબર બંધબેસતાં કંકણો સરી પડયાં છે એ જ કારણે,

મારો સ્વામી વિદાય થયો છે એવી વાત તો નહીં ફેલાય ?

૧૧૫૮. જિગરી મિત્રો વિનાના સ્થળમાં જીવન અકારું

પ્રિયતમનો વિયોગ તો એથી ય અકારો છે.

બની જાય છે : પણ

૧૧૫૯. સ્પર્શીએ તો જ દઝાય એવા અગ્નિ પાસે પ્રેમ
જેવી તાકાત છે, જે દૂર
રહીને પણ બાળી શકે ?

૧૧૬૦. વિદાય અને
વિયોગની મનોયાતના વેઠી શકે તેમ જ પ્રિયતમનું પુનરાગમન
થાય ત્યાં સુધી જીવી શકે એવા ઘણા છે એ
સાચું નથી શું ?

**વિરહશોક અને દુઃખ**

**૧૨૫**

## પ્રકરણ ૧૧૭

## વિરહશોક અને દુઃખ

પ્રેમિકા

૧૧૬૧. ઝરણાનાં પાણીને ગમે તેટલું ખાલી કરો તો
પણ વારંવાર ઉભરાય છે :
તે પ્રમાણે મારી વેદના જેમ જેમ
ગુપ્ત રાખવા કોશિશ કરું છું, તેમ
તેમ તે વધુ ને વધુ પ્રગટ થાય છે.

૧૧૬૨. શોકને છુપાવવાનું મારું ગજું નથી, છતાં એને પ્રકટ
બનેલાને એ વિશે કહેતાં હું સંકોચ અનુભવું છું.

કરવામાં નિમિત્ત:
૧૧૬૩. મારા જીવનનાં બે અંતિમોમાં

એક છેડે તીવ્ર લાગણી અને બીજે છેડે
નાજુકાઈ ઘણા ભાર સાથે લટકી રહ્યાં છે:
નિઃસહાય રીતે વેદના
અનુભવતી કાયા એમના વજનથી તૂટી પડે છે.

૧૧૬૪. પ્રિયતમ માટે તીવ્ર લાગણીનો મહાસાગર મારામાં
પરંતુ તેને તરી જવા વિશ્વસનીય નૌકા નથી.

ઊછળી રહ્યો છે::
૧૧૬૫. મિત્રો હોય ત્યારે પણ દુઃખને

કારણે ઝૂરવું પડે છે, તો શત્રુઓ હશે ત્યારે
શું નહીં થાય?

૧૧૬૬. પ્રેમજન્ય આનંદ સાગર જેટલો વિશાળ છે: પણ
જ્યારે એ બળવા
માંડે છે ત્યારે એમાંથી જન્મતી વેદના વધુ
ઊંડી હોય છે.

૧૧૬૭.

હું પ્રેમના તોફાની મહાસાગરમાં તરું છું, પણ એના કોઈ જાસૂસી કરતી નથી : મધ્ય રાત્રિએ હું એકલી હોઉં છું

કિનારાની.
અને મને.

સાન્ત્વન આપનાર કોઈ હોતું નથી.

૧૧૬૮. કૃપાળુ રાત્રિ તમામને હિંડોળી ઊંઘાડી દે છે: મારા સિવાય એને કોઈ

સાથ આપનાર નથી.

૧૧૬૯. નિર્દય પ્રિયતમની અપેક્ષાએ ધીમે ધીમે ગતિ કરતી રાત્રિ આજે મને.

વિશેષ નિર્દય લાગે છે.

૧૧૭૦.

તે જ્યાં છે ત્યાં, મારા હૃદયની માફક મારી આંખો દોડી શકે તો, એને

અશ્રુઓનો મહાસાગર તરવો ન પડે.

૧૨૬

કુરળ

## પ્રકરણ ૧૧૮

## ઉત્કંઠાથી રાહ જોઈ આંખો નિસ્તેજ કરવી

પ્રેમિકા

૧૧૭૧. આંસુની આ ફરિયાદ શા માટે? એણે જ મને પ્રિયતમ દેખાડયો છે

એટલે

તો આ શોકદાયક સંતાપ મારા પર આવી પડયો છે.

૧૧૭૨. કેવી વિચિત્ર વાત કે ઉતાવળ કરી પ્રિયતમ ઉપર દૃષ્ટિ નાખનાર આંખો

પોતાની ભૂલનાં પરિણામો ધીરજપૂર્વક સહન કરવાને

બદલે આજે શોક

કરે છે.

૧૧૭૩. તે દિવસે આંખોએ સ્વેચ્છાએ જ તેના પર દૃષ્ટિ માંડી હતી, અને આજે

પોતાની મેળે અશ્રુઓ સારે છે: તે પોતાની જાતને કેવી હાસ્યાસ્પદ

બનાવે છે!

૧૧૭૪. મને બાળીને ખાખ કરનારા અસાધ્ય સંતાપનો વારસો સોંપ્યા પછી

આંખો અશ્રુઓનો તમામ સંચય ખાલી કરી સુકાઈ ગઈ છે. ૧૧૭૫. મહાસાગરથી પણ વ્યાપક મનોવેદના લાવનાર મારી આંખો હવે શોકથી

ઝૂરે છે અને ઊંઘી પણ શકતી નથી.

૧૧૭૬. જે આંખોએ મારામાં વેદના ઊભી કરી એ જ આજે સંતાપનો ભોગ

બની છે: મારા માટે એ પ્રિય અદાવત છે.

૧૧૭૭. સત્યાનાશ જજો એ આંખનું, જે તે દિવસે આવેશથી, આતુરતાથી અને

લુબ્ધપણે એના દેહ પર ઠેરાઈ હતી! હવે તો એ ઝૂરીઝૂરીને

મૂળમાંથી

સુકાઈ જાય તો સારું.

૧૧૭૮. પ્રેમ ન મળે છતાં અન્યને પ્રેમ કરનારા આ જગતમાં છે ! પણ મારી

આંખોને તો એને જોયા વિના ક્યાંયથી પ્રતિભાવ મળતો નથી. ૧૧૭૯. તે દૂર હોય અથવા તો એનું પુનરાગમન થવાનું હોય ત્યારે મારી આંખો

નિદ્રા લેતી નથી : એના ભાગ્યમાં તો અખંડ વેદના જ સહન કરવાની છે.

૧૧૮૦. મારી આંખોની જેમ લોકોની આંખો બધું જ પ્રકટ કરી દેતી હોય ત્યારે,

ગુપ્ત વાતોને છૂપી રાખવા ઇચ્છતી આંખોના ભાવોને કળવાનું અજાણ્યા-

ઓને અઘરું નથી લાગતું.



## પ્રકરણ ૧૧૯

## પ્રેમના વિયોગથી નિસ્તેજતા

૧૧૮૧ પ્રિયતમનો વિદાયને સંમતિ આપનાર હું જ હતી : મારી નિસ્તેજતાની

ફરિયાદ હવે હું કોને કરું ?

૧૧૮૨. નિસ્તેજતા મારા પ્રિયતમનું સંતાન હોવાનો ગર્વ કરે છે, એટલે તો એ

મારી સમગ્ર કાયા પર ફરી વળે છે, અને એના પર સવાર થાય છે.

૧૧૮૩. મારાં સૌંદર્ય અને નમ્રતાને તેણે હરી લીધાં છે. બદલામાં હૃદયની વ્યથા

અને નિસ્તેજતા સિવાય કંઈ જ આપ્યું નથી.

૧૧૮૪. મારા હૃદયમાં હું એના સિવાય કોઈનો વિચાર કરતી નથી; મારી જીભથી

માત્ર તેના જ ગુણગાન કરું છું : છતાં કેવો જાદુ છે! મારી કાયા પર

ફીકાશ વ્યાપી ગઈ છે.

૧૧૮૫. તે દિવસે પણ પ્રિયતમ ત્યાં ગયો, અને ફીકાશ મને અહીં શોધતી

આવી !

૧૧૮૬. દીવો હોલવાઈ જાય તેની અંધકાર રાહ જુએ છે, તેમ ફીકાશ પ્રિયતમથી
થનારા મારા વિયોગની રાહ જુએ છે.

૧૧૮૭. હું એના આલિંગનમાં સમાઈ
તેનાથી વેગળી પડી, અને જુઓ,

ગઈ છું : ટૂંક સમયને માટે જ હું
જાણે ફીકાશ મને ગળી ગઈ છે.

૧૧૮૮. 'જુઓ તો ખરા,
એ કેવી પાંડુર અને ફિક્કી પડી ગઈ છે' એમ કહી
મને ઠપકો આપનારા લોકો છે : પરંતુ મને તજી જવા માટે એને ઠપકો
આપનાર કોઈ નથી.

૧૧૮૯. હે સખી, ખરેખર
તું એને તમામ હાનિકારક ઉદ્દેશોમાંથી નિર્દોષ જાહેર
કર : મારી કાયાની મૃત્યુસમી ફીકાશનો તને કોઈ ખેવના નથી.

૧૧૯૦. મારી ચામડીની ફીકાશ માટે લોકો
મહેણાંટોણાં મારશે તો મને ગમશે :

પણ એક શરતે કે મારા પ્રિયતમ પર નિર્દયતાનો આરોપ ન મૂકે.



## પ્રકરણ ૧૨૦

# પતિની એકરૂપતાના અભાવે હૃદયવેદના

પ્રેમિકા

૧૧૯૧. પોતે જેને વહાલાં ગણતાં હોય તેમનો પ્રેમ મેળવનાર જ મૃદુ અને અતિ
મધુર પ્રેમફળ ખાઈ શકે છે.

૧૧૯૨. વિશ્વને મન જેમ વર્ષા તેમ પ્રિયતમાને મન એને ચાહનાર પ્રિયતમની
કોમળતા.

૧૧૯૩. પોતે જેને ચાહતા હોય તેમનો પ્રેમ મેળવનારા જ પોતાના સુખનું
અભિમાન લઈ શકે.

૧૧૯૪. બીજા પ્રેમ કરે તેથી શું ? પ્રિયતમનો પ્રેમ ન મળે તો સ્ત્રીને ધરતી પર કોઈ સુખ નથી.

૧૧૯૫. હું એને ચાહું છું, એટલું એ ચાહતો ન હોય તો મારા પ્રિયતમના
પક્ષપાતની અપેક્ષા શી રીતે રાખી શકું ?

૧૧૯૬. લાકડી પરનો
બોજ બંને બાજુ હોય તો ઊંચકવામાં મજા આવે છે. તેવું જ
પ્રેમનું છે. પણ એકપક્ષી પ્રેમ હોય તો ત્રાસદાયી થઈ પડે છે.

૧૧૯૭. કામદેવ મારા પર જ હલ્લો કરે છે, કારણ કે મારાં દુ:ખો અને યાતનાઓ જોવા માટે તેને આંખો નથી.

૧૧૯૮. સ્ત્રીસમું આ જગતમાં
કોઈ દૃઢનિશ્ચયી નથી. પ્રિયતમના માયાળુ સંદેશાઓ
ન મળે છતાં તે જીવવાનું ચાલુ રાખે છે.

૧૧૯૯. પ્રિયતમ અનુદાર હોવા છતાં એના તરફથી આવતો કોઈ પણ સંદેશ
કાનને પ્રિય થાય છે.

૧૨૦૦. હે હૃદય, તારું કલ્યાણ થાવ ! તને જે ચાહતો નથી

તેની આગળ તું
શોક પ્રદર્શિત કરે છે : એવું
બને કે તું સાગર સૂકવવાનો પણ પ્રયત્ન કરે ! ગેરહાજરીનો
ઉદ્વેગ


## પ્રકરણ ૧૨૧
## ગેરહાજરીનો ઉદ્વેગ

### પ્રેમી

૧૨૦૧. સ્મરણ માત્રથી પ્રેમ હૃદયને ઉષ્મા આપે છે :
મધુર છે.
પ્રેમ મદિરા કરતાં ય

૧૨૦૨. જે ક્ષણે મારા ચિત્તમાં પ્રિયતમાની પ્રતિમાનું
સ્મરણ કરું છું એ ક્ષણે
જ મારો શોક અદૃશ્ય થઈ જાય
છે : ખરેખર, પ્રેમ સકળ રીતે બહુમૂલ્ય છે.

### પ્રેમિકા

૧૨૦૩. મને હેડકી આવતાં આવતાં અટકી
ગઈ : મારું ચિંતવન કરવાનું વિચારીને

પછી એમણે માંડી વાળ્યું હશે?

૧૨૦૪. એના હૃદયમાં મારું કોઈ સ્થાન ખરું? એ મારા હૃદયમાં વસે છે એમાં
તો ક્યારે ય શંકા નથી.

૧૨૦૫. ઈર્ષ્યાથી એ મને એના હૃદયમાંથી વર્જિત કરે છે : મારા હૃદયમાં એ
નિરંતર વસે છે, એની એને શરમ નથી આવતી?

૧૨૦૬. અમારા
મિલનનું સ્મરણ જ મને હજી સુધી જીવંત રાખે છે : મારામાં
બીજું કયું જીવંત તત્ત્વ છે?

૧૨૦૭. મારી સ્મૃતિ એનાથી
પરિપૂર્ણ છે છતાં મારું હૃદય અંદરથી બળે છે :
તો હું એને ભૂલી જઈશ તો મારી શી સ્થિતિ થશે?

૧૨૦૮. મારા પ્રિયતમનું હું કેટલી
પણ વાર સ્મરણ કરું, તે મારા પ્રત્યે રોષ
નહીં કરે : મારો પ્રિયતમ એટલો તો અનુગ્રહ મારા પ્રત્યે કરે છે!

૧૨૦૯. 'આપણે બે ભિન્ન નથી, એક અને અદ્વિતીય છીએ' એવું કહેનાર મારા

પ્રિયતમની ક્રૂરતાનો વિચાર હૃદય કરે ત્યારે ખરેખર જીવન સમાપ્ત થતું

લાગે છે.

૧૨૧૦.

મારા હૃદયમાં શાશ્વત સ્થાન અંકિત કરીને વિખૂટા પડેલા પ્રિયતમ પર મારી દૃષ્ટિ પુનઃ ન ઠરે ત્યાં સુધી હે ચન્દ્ર, મારી પ્રાર્થના છે કે તું

ક્ષિતિજ પર અસ્ત ન થતો.



## પ્રકરણ ૧૨૨
## સ્વપ્નાવસ્થાનો મહિમા

પ્રેમિકા

૧૨૧૧. પ્રિયતમનો સંદેશો લાવનાર સ્વપ્નનાં હું શાં શાં અભિવાદન કરું ?

૧૨૧૨. જો હું મારી આંખને નિદ્રા માટે સમજાવી શકું

તો સ્વપ્નમાં મારા

પ્રિયતમ પાસે ઊડીને પહોંચું ને હજુ સુધી હું કેમ જીવન ટકાવી શકી

તેની કથા કહું.

૧૨૧૩. તેને સ્વપ્નમાં જોઉં છું એ કારણે જ મારું જીવન ટકે છે : જાગૃતિમાં

તો એ એનું મુખ પણ બતાવતો નથી.

૧૨૧૪. સ્વપ્ન મને પ્રેમનો પૂર્ણ આનંદ આપે છે, કારણ કે જાગૃત અવસ્થામાં

મારા પર કૃપા કરવાની ના પાડનારને તે પ્રત્યક્ષ કરે છે.

૧૨૧૫. પ્રિયતમનાં દર્શન થતાં હોય ત્યાં સુધી જ સ્વપ્ન ઉલ્લાસથી પરિપૂર્ણ

છે : જાગૃત અવસ્થાની તો વાત જ શું કરવી ?

૧૨૧૬. જો જાગૃત અવસ્થા જ ન હોત તો કેવું સારું ! તો મારું સ્વપ્ન ક્યારે ય

ખંડિત ન થાત અને મારો પ્રિયતમ મારાથી ક્યારે ય વિખૂટો ન પડત.

૧૨૧૭. જાગૃત અવસ્થામાં હોઉં છું ત્યારે તે મારી પર

દયા કરતો નથી, તો

પછી સ્વપ્નોમાં એ વારંવાર શા માટે આવે છે ?

૧૨૧૮. નિદ્રામાં તે મને આલિંગન આપે છે અને જેવી આંખો ખોલુ છું કે હૃદયમાં ધસી આવે છે.

૧૨૧૯. મારો પ્રિયતમ મને મળતો જ નથી એવો ઉપાલંભ આપનાર ક્યાંથી

જાણી શકે કે એ મને સ્વપ્નમાં નિત્ય મળે છે ?

૧૨૨૦. લોકો તો કહે છે કે એ મને છોડીને ચાલ્યો ગયો છે : તેઓ સ્વપ્નમાં

એને નહીં જોતા હોય એટલે એમ કહેતા હશે ?



## પ્રકરણ ૧૨૩

## સંધ્યાકાળનો ઉદ્વેગ

### પ્રેમિકા:

૧૨૨૧. સંધ્યાદેવી, તને નમસ્કાર : પણ તને સંધ્યાદેવી કોણ

કહે છે ? ખરેખર,

તો તું પરિણીતોના પ્રાણ હરનારી છે !

૧૨૨૨. હે સંધ્યા, તું
ખિન્ન અને નિસ્તેજ દેખાય છે. હે પ્રિય; તું કૃપા કરી
કહે કે તારો પ્રિયતમ મારા પ્રિયતમ જેટલો જ
નિર્દય છે ?

૧૨૨૩. ઝાકળીની સંધ્યા એક સમયે મારી પાસે કાંપતી
અને નિસાસા નાખતી
આવતી: હવે તો એ હિંમતપૂર્વક આગળ
ધપે છે અને મારા હૃદયમાં
શોક અને નિરાશા છવાઈ જાય છે.

૧૨૨૪. પ્રાણદંડ
દેનાર વધસ્થાન પ્રતિ આગળ વધે તેમ, પ્રિયતમ દૂર હોય ત્યારે
સંધ્યા મારા તરફ પગલાં માંડે છે.

૧૨૨૫. પ્રભાત પર
મેં શો ઉપકાર કર્યો છે ? અને સંધ્યાનું મેં શું બગાડ્યું છે ?
(પ્રભાત શોકને શાંત કરે છે: સંધ્યા વિશેષ તીવ્ર
બનાવે છે.)

૧૨૨૬. અરે દિવસ ! મારો પ્રિયતમ મારી પાસે હતો ત્યાં

સુધી સંધ્યાના ડંખની
            વેદના આટલી દીર્ઘ હોય એ હું ક્યારેય જાણતી
નહોતી. ૧૨૨૭. આ વિરહદુઃખ
પ્રાતઃકાળે કળી સમ હોય છે; દિવસ દરમ્યાન એક એક
            પાંખડી ખૂલે છે અને સંધ્યાકાળે તો પૂર્ણપણે
ખીલી ઊઠે છે.

૧૨૨૮. લોકો એને ગોપાલની વાંસળી કહે છે, પણ
મારે માટે તો એ ખરેખર
            જીવલેણ શસ્ત્ર છે: સંધ્યાકાળનું આગમન થયું
હોય તેમ એ મારા
            હૃદયને વીંધે છે.

૧૨૨૯. જે સંધ્યાએ
મને ઉન્મત્ત બનાવી દીધી છે તે જો સહેજ પણ આગળ
            વધશે તો થોડા સમયમાં સમગ્ર નગર
શોકથી છવાઈ જશે, કારણ કે
            હું તો મૃત્યુ જ પામીશ.

૧૨૩૦. જે પ્રાણ મને વળગી રહ્યો છે તે તો તત્કાલ
ચાલ્યો જશે, કારણ કે

લક્ષ્મી પાછળ ઉન્મત્ત બનેલા તેની સ્મૃતિનું સંધ્યાકાળે
સ્મરણ કરાવે છે.

. . . . . . . .



કુરળ

## પ્રકરણ ૧૨૪

# સુંદર શરીરની કૃશતા

પ્રેમિકા

૧૨૩૧. તારા સુખમાં
વૃદ્ધિ કરવા જ હું જઉં છું એમ કહીને ગયેલા પ્રિયતમનો
મારી આંખો વિચાર કરે છે : હવે એ પુષ્પોને મુખ
બતાવતાં પણ શરમાય છે.

૧૨૩૨. વહેતાં અશ્રુઓવાળી મારી નિસ્તેજ આંખો એવી
દેખાય છે કે અન્ય
સમક્ષ મારા પ્રિયતમની નિષ્ઠુરતા પ્રગટ કરી બેસે.

૧૨૩૩. જે બાહુ વિવાહના દિવસે આનંદથી ફૂલ્યા નહોતા સમાતા તે આજે
એવા દેખાય છે કે સમગ્ર વિશ્વ સમક્ષ વિદાયની ઉદ્‌ઘોષણા કરશે.

૧૨૩૪. પ્રિયતમના વિરહથી બાહુએ પરિચિત સૌન્દર્ય ગુમાવી દીધું છે, અને
એવા તો કૃશ થઈ ગયા છે કે એમાં રહેતાં કંકણો પણ આપોઆપ
સરી પડે છે.

૧૨૩૫. પરિચિત સૌંદર્યની સાથોસાથ સદૈવ કંકણોને પણ ગુમાવનાર બાહુ
નિષ્ઠુરની નિષ્ઠુરતા તારસ્વરે ઉદ્‌ઘોષિત કરે છે.

૧૨૩૬. લોકો પ્રિયતમને નિર્દય રીતે ઉપાલંભ આપે છે એટલે હું કૃશ થતા અને
કંકણોને પડવા દેતા મારા બાહુની નિંદા કરું છું.

૧૨૩૭. હે મારા હૃદય, તારે યશ જોઈએ છે? તો તું નિર્દય પ્રતિ જા અને

મારા બાહુ કૃશ થવાથી જે ચર્ચા જાગી છે તે
તેમને જણાવ.

પ્રેમી

૧૨૩૮. એક દિવસ પરસ્પર સ્નેહાલિંગન કરતા
સહેજ શિથિલ કર્યાં અને તરત જ મુગ્ધાનો

હતા, ત્યારે મેં ભુજબંધને
ભાલપ્રદેશ વિવર્ણ થઈ ગયો.

૧૨૩૯. દૃઢાલિંગન વેળાએ એક શ્વાસોશ્વાસ પણ અમારી
વચ્ચે પ્રવેશી જાય તો
જળ ભરેલાં વાદળની જેમ એની વિશાળ
આંખોમાંથી એકાએક રક્ત
વહેવા માંડશે.

૧૨૪૦. સુંદર ભાલપ્રદેશને વિવર્ણ થયેલો જોઈ આંખો
એ વિલાપ પણ કરવા લાગી.
માત્ર નિસ્તેજ ન થઈ,

## પ્રકરણ ૧૨૫
# હૃદયને સંબોધન

પ્રેમિકા

૧૨૪૧. હે મારા હૃદય, આ અસાધ્ય રોગનો કોઈ
વિચારીને મને નહીં જણાવે ?

# ઉપચાર તું નહીં વિચારે?

૧૨૪૨. મારા હૃદય, શાંત
થા! તું મૂર્ખ છે: એને તારા પ્રત્યે પ્રેમ નથી અને
તું એની અનુપસ્થિતિનો શોક કરે છે.

૧૨૪૩. હે હૃદય, અહીં બેસવાનો અને એનું ચિંતન
કરીને ઝૂરવાનો શો અર્થ?
આપણામાં શોક ઉપસ્થિત કરનાર તો આપણને
સંભારતો પણ નથી. ૧૨૪૪. હૃદય, તું એની પાસે જતું હોય
તો તારી સાથે આ આંખો પણ લઈ
જા! નહીંતર એનાં દર્શન માટે ઝંખતી એ મારો ભક્ષ
કરી જશે. ૧૨૪૫. આપણે એને વળગી રહીએ છતાં તે આપણી
ઉપેક્ષા કરતો હોય તો ય
હે હૃદય, શત્રુની જેમ આપણે એને તજી દઈ શકીએ?
૧૨૪૬. હે હૃદય, મૈત્રીની કળામાં કુશળ એવા પ્રિયતમ પ્રતિ

તું દૃષ્ટિ કરે છે

ત્યારે રોષ તો શું પણ બધું જ ભૂલી જઈને
આલિંગનમાં સમાઈ જવા

દોડશે. મને તો શંકા છે કે તારો રોષ પણ કલ્પિત
છે.

૧૨૪૭. હે મારા હૃદય, તું પ્રેમ તજી દે અથવા લજ્જા
છોડી દે. એકીસાથે

બંનેનું આલમ્બન બનવા હું અસમર્થ છું.

૧૨૪૮. દયા નિમિત્તે તે પાછો નહીં ફરે એટલે તું
નિઃશ્વાસ નાખે છે, અને

તારાથી જાણીજોઈને વિખૂટો
પડ્યો છે તો પણ તું એને શોધવા જઈશ

તો હે હૃદય, તને ખરેખર સ્વમાનનું જ્ઞાન નથી.

૧૨૪૯. તું જાણે છે કે પ્રિયતમ તારામાં જ વસ્યો છે, ત્યારે
હે હૃદય, તું કોનું

મિલન ઝંખે છે?

૧૨૫૦.

આપણને છોડી ચાલ્યા ગયેલા પ્રિયતમનો આપણા હૃદયમાં વધારે વાર સત્કાર કરીશું તો આપણે વિશેષ ક્ષીણ થવાનાં.

સહેજ પણ



કુરળ

## પ્રકરણ ૧૨૬

# ગૌરવભર્યો સંકોચ ગુમાવવો

પ્રેમિકા

૧૨૫૧. વિનયના આગળાથી બંધ થયેલું દ્વાર પણ પ્રબળ આપે છે.

પ્રેમની પરશુને નમતું

૧૨૫૨. પ્રેમ નિર્દય છે :

મધ્ય રાત્રિએ તે મારા હૃદયને પીસે છે.

૧૨૫૩. મારા પ્રેમને હૃદયપિંજરમાં પૂરી રાખવા ખરેખર સૂચના આપ્યા વિના તે પ્રકટ થઈ જાય છે.

પ્રયત્ન કરું છું : પણ:

૧૨૫૪. હું મારા વર્તનમાં સાચી અને વિનયશીલ હતી તેનું મને ગૌરવ હતું :

પણ શું કરું ? સર્વ આવરણો દૂર કરી પ્રેમ પ્રગટ થાય છે.

૧૨૫૫. પ્રિયતમે કઠોરપણે ત્યાગ કરી દીધો હોય ત્યારે તેને શોધવા જવાની ના:

પાડતું નિષ્ઠુર સ્વાભિમાન પ્રેમગ્રસ્ત માટે અપરિચિત છે.

૧૨૫૬. હે શોક ! તું મને કેમ ચાહે છે ?

જેણે મને નિષ્ઠુરપણે તજી દીધી એને

હું અનુસરું એમ ઇચ્છે છે ?

૧૨૫૭. પ્રિયતમ અમને જો પ્રેમથી નવાજે તો અમે તત્કાળ સર્વ આત્મનિગ્રહો

ભૂલી જઈએ છીએ.

૧૨૫૮. પ્રપંચમાં ચતુર મિથ્યાભાષીની નમ્ર વાણી

તોડી નાખે છે.

સ્ત્રીની શાલીનતાની રક્ષાને

૧૨૫૯.

હું ગુસ્સે થઈ, જતી રહેવા ઇચ્છતી હતી પણ મેં એને આલિંગન આપ્યું, કારણ કે, મેં જોયું કે મારું હૃદય તો એને ક્યારનું ય મળી ચૂક્યું હતું.

૧૨૬૦. અગ્નિમાં ચરબી ઓગળે તેમ જેમનું હૃદય દ્રવે છે

તેઓ મનમેળ કરવાની
ક્યારે ય ના પાડી શકે ખરા?



## પ્રકરણ ૧૨૭

# પ્રેમીઓની મિલનઝંખના

### પ્રેમિકા

૧૨૬૧. મારી આંખોએ ચમક ગુમાવી દીધી
છે અને નીરસ બની ગઈ છે: દીવાલ
પર ટપકાવેલા દિવસો ગણીગણીને મારી આંગળીઓ
ઘસાઈ ગઈ છે. ૧૨૬૨. સખી! હું આજે જ
ભૂલી જઉં તો શું ખોટું? મારું સૌન્દર્ય મને
ત્યજીને ચાલ્યું ગયું છે અને કંકણ હસ્તમાંથી સરી
ગયાં છે.

૧૨૬૩. વિજય મેળવવાની આકાંક્ષાએ તે મારાથી છૂટો પડયો : હું હજી જીવું છું

તે તેના પાછા આવવાની મારી ઝંખનાને લીધે જ.

૧૨૬૪. મારી ભાવના પ્રત્યે લાગણી દર્શાવ્યા વિના તે મારો સંગાથ છોડી

ચાલ્યો ગયો : છતાં તે ત્વરિત પાછો ફરશે એ વિચાર માત્રથી મારું

હૃદય આનંદથી ઊભરાય છે.

૧૨૬૫. મારા પ્રિયતમને એક વાર આંખો ભરીને નિહાળી લેવા દો : મારા કૃશ

હાથ પર પછી ક્યારે ય વિવર્ણતા જોવા નહીં મળે.

૧૨૬૬. મારા સ્વામીને ઘરે પાછો તો ફરવા દો : એક જ દિવસમાં એની

ઉપસ્થિતિનું અમૃત પી લઈશ અને શરીરને કૃશ કરતા રોગને વિદાય

આપીશ.

૧૨૬૭. નેત્રદીપક ! પ્રિયતમ ઘેર આવશે ત્યારે એની દીર્ઘ અનુપસ્થિતિથી ગુસ્સે

થઈશ ? કે એને આલિંગીશ ? કે પછી બંને ?
પ્રેમી

૧૨૬૮.
રાજવી ભલે તત્કાળ યુદ્ધ શરૂ કરે અને વિજય પ્રાપ્ત કરે !
હું સાંજે ઘરે
પાછો ફરું અને મારી પ્રિયતમા સાથે ભોજન કરું
!

૧૨૬૯. જે દિવસો ગણે છે અને દૂર રહેલો પ્રિયતમ પાછો ફરે એ માટે ઝૂરે છે
તેને એક દિવસ એક અઠવાડિયા જેટલો લાંબો
લાગે.

૧૨૭૦. હું પાછો ફરું, તેને મળું કે સ્નેહાલિંગન આપું
પ્રિયતમાનું હૃદય ભગ્ન થયું હશે તો શું કામનું ?

તે પહેલાં જ મારી

## વિચારો જાણવા

પ્રેમી

૧૨૭૧. પ્રિયે! તું તારા વિચારો
તને સાથ નથી આપતી,

છુપાવવાનો ભલે પ્રયત્ન કરે, પણ તારી આંખો
અને મને કહે છે કે, તારા ઉરપ્રદેશમાં કોઈ
વિચિત્ર લાગણી ખળભળી રહી છે.

અવાક સ્ત્રીને ઉદ્દેશીને —

૧૨૭૨. તારું સૌંદર્ય નેત્રદીપક છે. તારા બાહુ વાંસની કુંપળ જેવા છે; હે સરળહૃદયા! સ્ત્રીઓમાં પ્રકૃતિદત્ત સંકોચ તો હોય છે, પણ તારી લજ્જાનો
તો પાર નથી!

૧૨૭૩. સ્ફટિક મોતીમાંથી સૂત્ર દેખાય એમ તારા પારદર્શક હૃદયમાંથી પસાર
થતા વિચારો કળી શકાય છે.

૧૨૭૪. કળીમાં અપ્રગટ
સુગંધ ભરેલી છે: આ મુગ્ધાના અર્ધસ્મિતમાં ગહન મર્મ. ૧૨૭૫.

હું જો એને તજીને જાઉં તો એ મારી પાછળ પાછળ આવે એવા વિચારો

એને સ્ફૂર્યા અને એણે ચતુરાઈથી ગોપવ્યા એથી તો મારી વેદનાને

સાંત્વનની શીતળતા સાંપડી !

પ્રિયા એકાંતમાં પોતાને સંબોધે છે :

૧૨૭૬. તે મારા પ્રત્યે અતિ માયાળુ અને સ્નેહાળ છે : મને ભય છે કે એના

હૃદયમાં એવું કંઈક છે કે જે એ ભાગ્યે જ છુપાવી શકે : ફરી વિરહ

ભોગવવો પડશે એવું ભાવિ દેખાય છે.

૧૨૭૭. હું જાતે વાંચી લઉં તે પહેલાં ત્વરિત ગતિએ મારા કંકણે મારા કૃપાવંત

પતિના હૃદયની ઉદાસીનતા વાંચી લીધી !

૧૨૭૮. મારો પ્રિયતમ તો ગઈ કાલે જ વિખૂટો પડ્યો : પણ મારા શરીરે તો

સાત દિવસથી પ્રફુલ્લિતતા ગુમાવી દીધી છે.

સખી પ્રેમીને કહે છે :

૧૨૭૯. તેણે પ્રથમ પોતાનાં કંકણ અને નાજુક બાહુ સામે જોયું, પછી પગ

તરફ નજર કરી : આટલા સંકેતો તેણે મને કર્યા.

પ્રેમી સખીને કહે છે :

૧૨૮૦. એ મને વિરહની વેદનાની વાત કરે છે અને હું પરદેશ જઉં તો સાથે

લઈ જવા વિનવે છે : નેત્રોથી જ વાત કરવાની આ નાજુક કળામાં એ

શ્રેષ્ઠ નીવડી.



## પ્રકરણ ૧૨૯
## મિલનઝંખના

પ્રેમિકા

૧૨૮૧. વિચાર માત્રથી આનંદ થાય અને દર્શન માત્રથી સુખ અનુભવાય, એ

મદિરાને લીધે નહીં : પ્રેમને લીધે જ.

૧૨૮૨. વટવૃક્ષ કરતાં પ્રેમની માત્રા વધી જાય ત્યારે રાઈના દાણા જેવડી નારાજી

પણ હૃદયમાં પ્રવેશી શકતી નથી.

૧૨૮૩. ભલે તે મારી ચિંતા ન કરે અને એને ગમે તેવું જ કરે, પણ એને

જોયા વિના મારી આંખોને જંપ નહીં વળે.

૧૨૮૪. સખી! હું રોષમાં ને રોષમાં ચાલી જવા માગતી હતી : પણ મારું

હૃદય રોષ ભૂલી ગયું અને પ્રિયતમના મિલન માટે દોડયું. ૧૨૮૫. આંખમાં અંજન કરતી વખતે અંજનશલાકાની કાળાશ આંખ જોતી નથી,

તેમ મારો પ્રિયતમ મારી સમીપ હોય ત્યારે એમાં હું કલંક જોતી નથી. ૧૨૮૬.

તે સમક્ષ હોય ત્યારે એનામાં દોષ જોતી નથી : એને જોતી નથી ત્યારે

એનામાં દોષ સિવાય બીજું કંઈ દેખાતું નથી.

૧૨૮૭. પ્રવાહની નીચે એને ખેંચી જાય તેવો ભયંકર આંતરપ્રવાહ છે એ જાણીને કોણ એમાં કૂદશે? એ જાણે છે કે એની ઉપસ્થિતિમાં હું એના વિના રહી શકતી નથી, ત્યારે હું કેવી રીતે રૂસણું લઈ શકું?

૧૨૮૮. એનું શિર શરમથી નમી જતું હોય તો પણ

મદ્યમત્તને મદ્ય ક્યારે ય

અસ્વીકાર્ય નથી : હે કૃત્રિમ પ્રેમી, એવી જ રીતે મારે મન તારું હૃદય છે.

પ્રેમી

૧૨૮૯. પ્રેમ તો પુષ્પ કરતાં
પણ વિશેષ કોમળ છે : બહુ ઓછાં એની નજાકત
જાણે છે અને મૃદુતાથી વર્તે છે.

૧૨૯૦. જ્યારે તેણે મને જોયો ત્યારે
એની આંખોમાં વેદનાઓ હતી : હું એના
પ્રતિ વળ્યો ત્યારે મારા કરતાં વિશેષ ગતિએ ઊડીને મારા બાહુમાં
આવી ગઈ.

**૧૩૮**
**કુરળ**

## પ્રકરણ ૧૩૦

# હૃદયને ઉપાલંભ આપવો

પ્રેમિકા

૧૨૯૧. તું જુએ છે કે તેનું હૃદય તેની ઇચ્છા પૂર્ણ કરે છે: તો પછી હે મારા
હૃદય, તું મારી આજ્ઞા કેમ નથી સ્વીકારતું?

૧૨૯૨. હે હૃદય,
તું જુએ છે કે એ મારી કેવી ઉપેક્ષા કરે છે: છતાં એ તારો
સખા હોય એ રીતે તું અનુકૂળ થાય છે?

૧૨૯૩. હૃદય,
તું તારી પોતાની ઇચ્છાથી અને આનંદથી એને અનુસરે છે: તું
મને એ પણ શીખવે છે કે ભાગ્યહીનને મિત્રો નથી હોતા?

૧૨૯૪. એના સહવાસમાં તને આનંદ મળે છે એ દર્શાવ્યા વિના હે હૃદય, તું
પ્રેમકલહમાં લિપ્ત થવાની ના પાડે છે? તો આવી બાબતમાં તેને પોતાના
અંતરંગ મિત્ર તરીકે કોણ સ્વીકારશે?

૧૨૯૫. એ એને પ્રાપ્ત નહીં થાય એ કારણે એ ડરે છે, અને જ્યારે તે પ્રાપ્ત
થયો છે ત્યારે તે તેને ગુમાવી બેસશે એ કારણે

કરે છે : મારી હૃદય-
વેદનાનો કોઈ અન્ત નથી.

૧૨૯૬. એવા હૃદયનો શો ઉપયોગ ? હું એકલો હોઉં છું ત્યારે એ મારો જ
આહાર કરે છે.

૧૨૯૭. તેને ભૂલી જઈને જેને પોતાનું સ્વમાન જાળવતાં આવડતું નથી એવા
મૂર્ખ હૃદયના સમાગમમાં આવી હું મારું ગૌરવ ભૂલી ગઈ છું.

૧૨૯૮. મારું હૃદય એમ વિચારે છે કે આપણે આપણા પ્રિયતમનો અનાદર કરીએ
એ આપણા માટે જ કલંકરૂપ છે : એ રીતે હૃદય સદૈવ એમનું પક્ષપાતી છે.

પ્રેમી

૧૨૯૯. એની પ્રિયતમાનું હૃદય જ સહાયની ના પાડશે તો શોકાકુલ મનુષ્યને
કોણ દિલાસો આપશે ?

૧૩૦૦. જ્યારે મારું હૃદય જ મારા પક્ષે નથી, ત્યારે અપરિચિત મારી દેખભાળ

ન રાખે એમાં શું આશ્ચર્ય ?

પ્રેમકલહ

૧૩૯

## પ્રકરણ ૧૩૧

## પ્રેમકલહ

સખી પ્રેમિકાને કહે છે :

૧૩૦૧. મારી પ્રિય સખી ! એને સ્નેહાલિંગન ન કર, પણ ક્રોધિત થયાનો દેખાવ

કર : તેની કેવી દુર્દશા થાય છે, તે ગમ્મત તો જોઈએ. ૧૩૦૨. પ્રેમકલહ એ પ્રેમનું સબરસ છે : એને વિશેષ લંબાવો એ ભોજનમાં

વધારે મીઠું નાખવા જેવું છે.

ઈર્ષ્યાળુ પત્ની પતિને સંબોધીને કહે છે :

૧૩૦૩. રિસાયેલી અવસ્થામાં ત્યજી દીધેલ સ્ત્રીને આલિંગન કર્યા વિના નીકળી

જવું એ ઘવાયેલને પુનઃ ઘાયલ કરવા જેવું છે.

પતિ સ્વગત કહે છે :

૧૩૦૪. ક્રોધને લીધે અપ્રસન્ન એવી પ્રિયતમાને

સાન્ત્વન આપ્યા વિના પાછા.

આવવું એ ક્ષુધાતુર રોપનાં મૂળ કાપી નાખવા

બરાબર છે. ૧૩૦૫. પરિપૂર્ણ શુદ્ધ મનુષ્યોને પણ પ્રિયતમાના પ્રેમકલહનું આકર્ષણ હોય છે.

૧૩૦૬. પ્રિયતમા રોષ કે અપ્રસન્નતા ન દાખવે તો પ્રેમ ઓછપ અનુભવશે. ૧૩૦૭. પ્રેમકલહમાં

એક પ્રકારની વેદના રહેલી છે: પ્રત્યેક ક્ષણે વ્યક્તિએ પોતાને.

પૂછવું પડે છે કે પુનઃ મિલન સમીપ છે કે હજી

દૂર છે?

પત્ની સાંભળતી હોય તેમ પતિ સ્વગત કહે છે:

૧૩૦૮. હું કેટલી વેદના અનુભવું છું એ જોવા કોઈ પ્રિયજન સમીપ ન હોય તો.

મારા તીવ્ર સંતાપનો શો અર્થ?

૧૩૦૯. છાયાવાળી નિકુંજમાં જ જળ આહ્લાદક લાગે છે: તેવી જ રીતે અત્યંત.

પ્રેમ કરનારમાં જ વક્રશીલતા શોભી ઊઠે છે.

૧૩૧૦. જે મને સાન્ત્વન આપતી નથી એને માટે મારું હૃદય ઝૂરતું હોય તો એ.

મૂર્ખ ઝંખનાને લીધે જ.

૧૪૦

ફુરળ

## પ્રકરણ ૧૩૨

## પ્રેમકલહની સૂક્ષ્મતા

પ્રેમિકા

૧૩૧૧. સ્ત્રીઓ તને એમની આંખોથી ભક્ષી જવા માગે
છે! હે ઠગારા પ્રેમી!
મને હવે તારું સ્નેહાલિંગન ન ખપે.

૧૩૧૨. મારો રોષ વધતો હતો ત્યાં જ
એને ઠેસ આવી. હું ' ખમ્મા ' બોલી
બેસું એટલા માટે જ ને!

પ્રેમી

૧૩૧૩. હું પુષ્પહાર પહેરું તો એ કહેશે :
' તું કોઈ સુંદરીનાં નેત્રોને રીઝવવા

આ કરે છે!'

૧૩૧૪.

મેં તેને કહ્યું : 'સર્વ કરતાં હું તને વધારે ચાહું છું': અને તે ક્રોધથી લાલચોળ થઈ ગઈ. પછી પૂછવા લાગી, 'કોનાથી વધારે? કોનાથી વધારે ચાહે છે?'

૧૩૧૫.

મેં તેને કહ્યું, 'આપણે આ જીવનમાં ક્યારે ય છૂટા નહીં અને, એની આંખો અશ્રુઓથી ભરાઈ આવી!

પડીએ':

૧૩૧૬.

મેં તેને કહ્યું : 'જ્યારે હું દૂર હોઉં છું ત્યારે તને યાદ કરું બાહુમાં ઝકડી લેવાની તૈયારીમાં હતી અને એકાએક ખસી

છું.' તે મને

ગઈ. કહેવા
લાગી : 'તો તો તમે મને ભૂલી જ ગયા હશો !'

૧૩૧૭. મને હેડકી આવી. તેણે મને 'ખમ્મા' કહ્યું;
અશ્રુપૂર્ણ આંખોએ પૂછ્યું :
'અત્યારે તને કોણે યાદ કર્યો ?'

૧૩૧૮.
મેં હેડકીને રોકી દીધી ત્યારે તેણે રડતાં રડતાં પૂછ્યું : 'તને
કોઈ યાદ
કરી રહ્યું છે તે મારાથી છુપાવવા માગે છે !'

૧૩૧૯. એને સાન્ત્વન આપવાની તમામ કળાઓ અજમાવી જોઉં
તો પણ અધિક
કોપિત થઈ કહેવાની :
'અન્ય સાથે પ્રેમકલહ કરવાની તેં સારી તાલીમ
લીધી છે !'

૧૩૨૦. તેના સૌન્દર્યને જોઈ જો હું ઉન્મત્ત દેખાઉં તો તે
નિર્ભર્ત્સના કરીને
કહેવાની : 'તું કોની સાથે
મારાં અંગ–ઉપાંગો સરખાવે છે ?'

પ્રેમકલહનો આનંદ

૧૪૧
૧૪૧.

## પ્રકરણ ૧૩૩
# પ્રેમકલહનો આનંદ

પ્રેમિકા

૧૩૨૧. પુરુષ ભલે દોષથી મુક્ત હોય, માત્ર પ્રેમકલહ જ અનુભવ કરાવે છે.

મૈત્રીપૂર્ણ કૃપાનો

૧૩૨૨.

પ્રિયતમ પ્રત્યે તત્કાળ કોમળ વર્તન નહીં કરું, કારણ દુભાઈ છે એમ માની ચૂંટી ખણવાની મજા આવે છે.

કે લાગણી ૧૩૨૩.

પ્રેમકલહ કરતાં ચડિયાતું સ્વર્ગ છે ખરું ? એક શરતે : જળ–જમીનની માફક પ્રિયતમનું હૃદય અમારી સાથે એકરૂપ હોવું જોઈએ.

૧૩૨૪. પ્રિયતમ સાથેના મારા કલહમાં જ એવું યંત્ર પડ્યું છે, જે મારા હૃદયના કોટ–કિલ્લાઓને ઢાળી દે છે.

## પ્રેમી

૧૩૨૫. પ્રિયતમાના બાહુ પ્રિયતમની પકડ છોડી દે છે ત્યારે પણ દોષમુક્ત હોઈ વ્યક્તિ આનંદ પામે છે.

૧૩૨૬. ભોજન કરતાં પાચન વિશેષ મધુર છે : સ્નેહાલિંગન કરતાં પ્રિયતમાનો કલહ વિશેષ મધુર છે.

૧૩૨૭. પ્રેમકલહમાં પ્રથમ નમતું આપનાર વિજયી બને છે : પુનઃમિલન સમયે તમને એનો ખરેખર અનુભવ થશે.

૧૩૨૮. થોડો સમય કલહનું માત્ર બહાનું કાઢી તે સ્નેહાલિંગનથી મળતા.

આનંદને કમનીયતા આપશે શું ?

૧૩૨૯. અરે, પ્રિયતમાના
ગુસ્સાને અને ક્રોધાવેશને થોડી વાર વધારે માણવા દો !
મારી એ જ પ્રાર્થના છે કે રાત્રિ ભલે એના શાસનને
લંબાવે.

૧૩૩૦.
પ્રેમકલહ એ પ્રેમની શોભા છે: એની ચરમ સીમા તો એકદમ
નિકટનું
સ્નેહાલિંગન છે.